# અનુક્રમણિકા


પ્રકાશક તરફથી ........ ૦૫

પ્રસ્તાવના ........ ૦૬

ઈસ્લામનું આમંત્રણ (ઈસ્લામની દા'વત) અને નિફાકનો ઉપદ્રવ ........ ૧૧

નિફાકની હકીકત ........ ૧૭
- નિફાક કોને કહે છે ? ........ ૧૭
- નિફાકના મૂળભૂત પ્રેરકો અને કારણો ........ ૨૦

મુનાફિકોના પ્રકાર ........ ૨૩
- મુનાફિકોનું સૈદ્ધાંતિક વિભાજન ........ ૨૩
- *પહેલો પ્રકાર* ........ ૨૪
- ૧. કુફ્ર અને ઈર્તિદાદના કાવતરાખોર પ્રચારકો ........ ૨૫
- ૨. ઈસ્લામના વિરોધીઓનાં જાસૂસો ........ ૨૬
- ૩. વિખવાદ અને પરસ્પર વેરઝેર ઊભું કરનારા ઝંડાધારીઓ ........ ૨૮
- *બીજો પ્રકાર* ........ ૩૦
- ૧. ઈસ્લામની શાનો-શૌકતનો કલ્મો પઢનારાઓ ........ ૩૦
- ૨. બે મોઢાંના મુનાફિકો ........ ૩૬
- ૩. મુસલમાનોના હક્કોના શિકારીઓ ........ ૪૬
- ૪. જૂઠી પ્રશંસા અને પ્રસિદ્ધિના લાલચુ ........ ૪૯
- *ત્રીજો પ્રકાર* ........ ૫૦
- શંકા-કુશંકામાં ગ્રસ્ત ઉચ્ચ મુનાફિકો ........ ૫૦
- *ચોથો પ્રકાર* ........ ૫૨
- તકવાદી અને સ્વાર્થી અમલી મુનાફિકો ........ ૫૨

નિફાકનાં કાર્યો ........................................ ૫૯

મુનાફિક અને ગુનેગારમાં ભેદ ........................................ ૭૭

મુનાફિકો અંગે શરીઅતના આદેશો ........................................ ૮૧

દરજજાઓમાં ફરકને ધ્યાનમાં રાખવું ........................................ ૮૧
મુનાફિકોની શ્રેણીઓ ........................................ ૮૨
મુનાફિકો વિશે આખિરતમાં આદેશો ........................................ ૮૩
મુનાફિકો વિશે આખિરતમાં આદેશો ........................................ ૮૫
મુનાફિકો વિશે દુનિયામાં આદેશો ........................................ ૮૬

આજના યુગમાં અકીદામાં અને અમલમાં નિફાક ........................................ ૯૭

વર્તમાન યુગમાં નિફાકનું અસ્તિત્વ ........................................ ૧૦૦
અકીદાના નિફાકના પુરાવાઓ ........................................ ૧૦૧
અમલી નિફાકના પુરાવાઓ ........................................ ૧૦૩
સમાજનું કર્તવ્ય અને જવાબદારી ........................................ ૧૧૧

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# પ્રકાશક તરફથી...

નિફાક એટલે દંભ, આડંબર. કોઈ વ્યક્તિનાં વાણી અને વર્તનમાં અંતર પાછળનો હેતુ કોઈ ગેરસમજ,પૂર્વગ્રહ તથા કાંઈ સ્વાર્થ ન હોય તો તેને આપણે દંભ કે આડંબર નથી કહેતા; બલ્કે 'નિફાક' તેને કહેવાય કે વ્યક્તિ જેને મૌખિક રીતે માની લે, પણ હૃદયમાં તેનો કોઈ પ્રભાવ ન હોય અને તે પોતાના ઈમાની દાવા વિરુદ્ધ આચરણ કરે. ઈમાન થકી જે સમાજની રચના થાય તેની શાંતિ અને વ્યવસ્થાનો ઇરાદાપૂર્વક ભંગ કરે. તેની તમામ વ્યસ્તતા અને તેના જીવનની ક્ષણે-ક્ષણ તે જે ધર્મ કે આસ્થા પર ઈમાન લાવ્યો હોય તેને ક્ષતિ પહોંચાડવામાં વિતે. હૃદયનો આ રોગ ખરેખર મનનો વિકાર હોય છે. મનુષ્યમાં આ બીમારી કાંઈ જન્મજાત નથી હોતી, બલ્કે તેને આ બીમારીમાં તેનાં પોતાના લૌકિક હિતો અને તેની સ્વાર્થ-વૃત્તિ સપડાવે છે. આ રોગનું મુખ્ય લક્ષણ એ હોય છે કે આવા માણસમાંથી નિખાસલતા, નિષ્ઠા અને નિ:સ્વાર્થનો લોપ થાય છે.

ઇસ્લામી આસ્થા અને માન્યતા સાથે સંબંધિત વિષયોના સંદર્ભમાં કુલ ચાર પુસ્તકો છે, જે નીચે મુજબ છે :

| | |
|---|---|
| ૧. નિફાકની હકીકત, | લે. મૌ. સદરુદ્દીન ઇસ્લાહી |
| ૨. શિર્કની હકીકત, | લે. મૌ. અમીન હસન ઇસ્લાહી |
| ૩. તૌહીદની હકીકત, | લે. મૌ. અમીન હસન ઇસ્લાહી |
| ૪. તકવાની હકીકત, | લે. મૌ. અમીન હસન ઇસ્લાહી |

આ ચારેય પુસ્તકોનો વિષય મુખ્યત્વે ઈમાનથી સંબંધિત છે. ઈમાન અને ઇસ્લામ અંગેની પાયાની વાતો આ ચારેય પુસ્તકોમાં સમાવી લેવામાં આવી છે, જે મિલ્લતે ઇસ્લામિયાના શિક્ષણ-પ્રશિક્ષણ માટે ખૂબ ઉપયોગી છે. ઇસ્લામી સાહિત્ય પ્રકાશન-ગુજરાત આ ચારેય પુસ્તકોને ટૂંક સમયમાં પ્રસિદ્ધ કરવા કટિબદ્ધ છે, જેથી ઈમાન સંદર્ભે એક મહત્ત્વના વિષયની પૂર્તિ થઈ શકે. આ સંદર્ભમાં પ્રથમ પુસ્તક 'નિફાકની હકીકત' આપના હાથમાં છે.

પ્રસ્તુત પુસ્તકમાં વિદ્વાન લેખક મૌ. સદરુદ્દીન ઇસ્લાહી સાહેબે મનુષ્યમાં વકરતી આ દિલની બીમારીને ખૂબ સુંદર રીતે અને વિસ્તૃત રૂપે શબ્દોમાં આલેખી છે. આશા છે કે વાચકોને તે પસંદ પડશે.

**— ઇસ્લામી સાહિત્ય પ્રકાશન-ગુજરાત**

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# પ્રસ્તાવના

જે પ્રમાણે મુસલમાન બનવા માટે એ જાણવું જરૂરી છે કે ઈસ્લામ શું છે, એ જ પ્રમાણે એ જાણવું અને એ જાણકારીને હંમેશા મનમાં તાજી રાખવી પણ આવશ્યક છે કે ઈસ્લામ શું નથી ? નહિં તો ઈસ્લામની સાચી અને ભેળસેળવિહિન વાસ્તવિકતાની ન તો સુરક્ષા સંભવ છે, ન અનુકરણ. આજે ઈસ્લામની કેટલીક સાચી અને સારી વાતોની માહિતી મેળવવામાં આવશે, કાલે તેમાં કેટલીક બિનઈસ્લામી વાતો સામેલ થઈ જશે અને ખબર પણ નહીં પડે કે અણિશુદ્ધ રજેરજમાં અશુદ્ધ પ્રવેશી ગયું છે. કેમ કે જે કંઈપણ બિનઈસ્લામી વાતો મુસલમાનની પાસે આવે છે, તે પોતાના નગ્ન રૂપમાં આવે છે; બલ્કે કાં તો ઈસ્લામિયતનો સ્વાંગ સજીને આવે છે, અથવા છૂટછાટોનો વેશ ધારણ કરીને આવે છે, અને મુસલમાન, ઈલ્લા માશાઅલ્લાહ, ખૂબ જ સરળતાથી તેનો ભોગ બની જાય છે. પૂરોગામી સમુદાયો પોત-પોતાના પયગંબરોથી પવિત્ર અને શુદ્ધ સત્ય પામી લીધા છતાં પોતાની અમુક જ પેઢીઓ પછી પથભ્રષ્ટ થઈ ગયા, ગુમરાહ થઈ ગયા; તો તેનું સૌથી મોટું કારણ આ જ હતું. તેમના લોકો દીનના જ્ઞાનથી મહદ્અંશે તદ્દન કોરાં રહેતા, અને જો તેનું તેમને થોડુંક પણ જ્ઞાન હતું કે સત્ય શું છે, તો સત્ય શું નથી તેનાથી મોટાભાગે તેઓ અનભિજ્ઞ જેવા જ બની રહેતા. પરિણામે એ આવતું કે અસત્ય અર્થાત્ બિનઈસ્લામ તેમના વિચારો, આસ્થાઓ, શરીઅત અને આચરણમાં ક્રમશઃ પ્રવેશતું રહેતું અને તેઓ તેને તદ્દન દીન અને ઈસ્લામ સમજીને, અથવા ઓછામાં ઓછું દીન અને ઈસ્લામ માટે સહન કરી શકાય તેવું માનીને પોતાની છાતીએ ચાંપી લેતા; ત્યાં સુધી કે એક એવી સવાર આવી જતી, જેમાં તેઓ જાગતા તો ઈસ્લામની તરફ તેમનો ચહેરો હોવાને બદલે તેમની પીઠ હતી. જો કે તેઓ એવું જ સમજતા રહેતા કે અમે તો સાચી મંજિલ તરફ જ આગળ વધી રહ્યા છીએ.

આનાથી તમે અનુમાન કરી શકો છો કે બિનઈસ્લામથી વાકેફ હોવું અને માહિતગાર બની રહેવું કેટલું જરૂરી છે. પછી આ જરૂરત વ્યક્તિગત સુધારણા અને પ્રશિક્ષણ માટે જેટલી આવશ્યક છે, તેનાથી ઘણી વધારે સામૂહિક સુધારણા અને લોકોના

મનો-મસ્તિષ્કની શુદ્ધિ માટે જરૂરી છે. એ એક હકીકત છે કે ત્યાં સુધી કોઈ સામૂહિક પ્રવૃત્તિ ઇસ્લામની દિશામાં કરી શકાતી નથી, જ્યાં સુધી એ ખબર ન પડી જાય કે કઈ-કઈ વસ્તુઓ ઇસ્લામની વિરુદ્ધ છે. તેથી ઇસ્લામના આમંત્રણ અંગેના ઉદ્દેશ્યો માટે એ જરૂરી છે કે ગણી-ગણીને આવી વસ્તુઓ તરફ અંગૂલિ-નિર્દેશ કરતા રહેવામાં આવે, જેથી લોકો તેનાથી બચતા રહે; અને લોકોનાં મન પણ અને સામૂહિક ચેતના પણ, બંને તેનાથી પવિત્ર અને શુદ્ધ રહી શકે.

આ જ હેતુ છે, જેને સામે રાખીને આ પુસ્તક લખવામાં આવ્યું છે, જેમાં 'ઇસ્લામ શું નથી'ના એક મુખ્ય ભાગ 'નિફાક' (દંભ)ની ચર્ચા કરવામાં આવી છે. અમને સારી રીતે ખબર છે કે આ એક ખૂબ અણગમતું કાર્ય છે અને એક રીતે ખતરનાક પણ, એ રીતે કે તેનાથી કેટલાય લોકોના ઉત્તેજિત થઈ જવાની સંભાવના છે. પરંતુ જ્યારે દીનના હિતોનો જ તકાદો હોય તો આ જોખમને ઉઠાવ્યા સિવાય બીજો કોઈ રસ્તો નથી. આ સૌભાગ્ય તો કેવળ એક વક્તા અને ધર્મોપદેશકને જ પ્રાપ્ત થઈ શકે છે કે તે લોકોને અલ્લાહ અને રસૂલની વાતો પણ સંભળાવી દે અને તેઓ તેનાથી નારાજ અને રુષ્ટ પણ ન થાય, બલ્કે તેની વાતોથી ખુશી અને સંતોષ પણ અનુભવે. એટલા માટે કે ધર્મોપદેશક ક્યારેય એવી વાતોને છેડવાની ભૂલ કરતો જ નથી, જે લોકોને કડવી લાગે કે ભારે પડે, જેમાં તેમના ખોટા કાર્યો પર ઠપકો અને નિંદા કરવામાં આવી હોય, જેમાં અપ્રિય એવા ભારે કર્તવ્યો યાદ દેવડાવીને તેમને પૂરા કરવાની માગણીઓ કરવામાં આવી હોય. હવે, એ જાણવા છતાં કે આ વાતો કહેતાં જ લોકોના ગુસ્સાનું કારણ બની જશે, લાચારીવશ કહેવામાં આવી રહી છે. જો કે તેને લખવાનો આશય કોઈના હૃદયને ઠેસ પહોંચાડવાનો અને બીજાઓની નબળાઈઓનું વર્ણન કરીને મનનો આનંદ લેવાનો નથી. મનનો આનંદ ઉઠાવવો અને તે પણ પોતાની જ મિલ્લતની નબળાઈઓનો ઉલ્લેખ અને વર્ણન કરીને, અત્યંત અધમ અને દુષ્ટ કાર્ય છે. અલ્લાહતઆલા આનાથી દરેક વ્યક્તિને, વિશેષતઃ પ્રત્યેક મુસલમાનને દૂર રાખે. વાસ્તવમાં અહીં જે કંઈપણ કહેવામાં આવી રહ્યું છે, તેનું પ્રેરક માત્ર દર્દની એ ભાવના છે, જે મિલ્લત અને મિલ્લતના લોકોની જોવાય નહીં તેવી સ્થિતિના અવિરત અનુભવથી પેદા થવી સ્વાભાવિક છે, અને જેનાથી કોઈ ધબકતું હૃદય અજાણ્યું રહી શકતું નથી. તેથી જો ચર્ચા કરતાં-કરતાં નારાજગીનો કોઈ રંગ આવી ગયો હોય તો તેને આ જ ઊંડી લાગણીનું પરિણામ સમજવામાં આવે; અને વિશ્વાસ રાખવો જોઈએ કે આ નારાજગી નિફાકભર્યા આચરણ અને લક્ષણો વિરુદ્ધ છે, તે લોકોના વિરુદ્ધ નથી જેમનામાં આ આચરણ અને લક્ષણોએ પગપેસારો

કરી લીધો છે. કેમ કે આ લોકો વાસ્તવમાં સહાનુભૂતિ અને દયાના અધિકારી છે, ન કે ગુસ્સા અને નફરતના.

આ સંદર્ભે એક સૈદ્ધાંતિક બાબત અનિવાર્યપણે નજર સમક્ષ રહેવી જોઈએ, અને તે એ છે કે આ પુસ્તકમાં જે કંઈ કહેવામાં આવ્યું છે, તે ફિક્હ (ધર્મશાસ્ત્રીય) અને ફતવાની કાનૂની ભાષામાં નહીં, બલ્કે દા'વત (આહવાન્) અને સુધારણાની ભાષામાં કહેવામાં આવ્યું છે. 'કાનૂની ભાષા'માં હોવાનો અર્થ તો એ છે કે જે કંઈ આમાં કહેવામાં આવ્યું છે, તેનાથી લોકોના નિફાકનો ફિક્હી રીતે નિર્ણય કરવો અને તેના ધોરણ પર ખરેખર પૂરા ઉતરનાર લોકોને મુનાફિક ઠરાવવા. 'દા'વત અને સુધારણાની ભાષા' માં હોવાથી અભિપ્રેત એ છે કે લોકોને તે કાર્યો, વિચારો, લક્ષણો અને આચરણથી સચેત કરવા છે, જેનો ઈમાનની સચ્ચાઈ સાથે કોઈપણ રીતે મેળ ખાતો નથી, જે એક મોમિન માટે અપનાવવા માટે સહેજ પણ ઉચિત નથી, જે કેવળ જૂઠા મુસલમાનો અને મુનાફિકોના માટે જ શોભાસ્પદ હોઈ શકે છે અને જેનું હોવું એ વાતની દલીલ છે કે હૃદયે હજુ સુધી નિખાલસ ઈમાનનો રસાસ્વાદ કર્યો નથી. આમ, તેનો હેતુ નિંદા, અપમાન અને બદનામ કરવાનો નહીં, બલ્કે માત્ર સમીક્ષા અને સચેત કરવાનો છે. તેનો આશય એના સિવાય કંઈ નથી કે લોકો આ વાતોથી બચે અને પોતાને તેનાથી શુદ્ધ કરવાની ચિંતા અને કોશિશ કરે; કેમ કે તેના વગર, જેમ કે ચર્ચાના આરંભમાં કહેવામાં આવ્યું હતું, એક મુસલમાનનું પોતાને 'બિનઈસ્લામ'થી સુરક્ષિત રાખવું ખૂબ જ મુશ્કેલ છે અને જ્યાં સુધી લોકોને ઈમાન અને ઈસ્લામની સાથે બિન-ઈમાન અને બિનઈસ્લામની પૂરેપૂરી છબી બતાવી દેવામાં ન આવે, ત્યાં સુધી દા'વત અને સુધારણાનું કામ ક્યોરય કરી શકાતું નથી. તમે જે કુર્આન અને સુન્નતમાં કાફિર, મુશ્રિક અને મુનાફિકના આચરણ અને લક્ષણોનો વારંવાર ઉલ્લેખ જુઓ છો, તેના પાછળનો હેતુ પણ વાસ્તવમાં આ જ છે. બીજા શબ્દોમાં, કુર્આનના પૃષ્ઠોમાં એહલે કિતાબ (યહૂદીઓ અને ખ્રિસ્તીઓ), કાફિરો (ઈન્કાર કરનારાઓ), મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ) અને મુનાફિકો (દંભીઓ)ના જાહેર અને છૂપા કાર્યો અને અહેવાલોને, જો કયામત સુધી સુરક્ષિત કરી લેવામાં આવ્યા છે તો તે એટલા માટે કે તે કાનૂનના પુસ્તકના બદલે સુધારણા અને દા'વતનું પુસ્તક છે, અને કયામત સુધી તેને એક સુધારક અને આવાહકનું કર્તવ્ય નિભાવવાનું છે; નહિં તો કોઈ આવશ્યકતા નહોતી કે અલ્લાહની વહી (દિવ્ય વાણી) આ પથભ્રષ્ટ લોકો અને દુષ્કર્મીઓના આચરણ અને લક્ષણોના ઉલ્લેખોને આટલું મહત્ત્વ આપતી, તેમની આટલી વિગતવાર સમીક્ષા કરતી, તેમના એક-એક પાસાને સ્પષ્ટ કરતી અને પછી તેના વર્ણનને અવિરત વહીનો એક કાયદેસરનો ભાગ બનાવીને وَإِنَّا لَهُ لَحَافِظُونَ ના વાયદાઓમાં

સાંમેલ કરી લેતી. પરંતુ તેણે આવું કરવું જરૂરી સમજ્યું, એટલા માટે કે તે એક 'દા'વત અને સુધારણાનું પુસ્તક' હતું અને એક દાઈ (આવાહક) અને સુધારકને એ ચિંતા પણ કરવી જ પડે છે કે આ વાતોને સારી રીતે બેનકાબ કરીને બતાવી દેવામાં આવે, જે પતન અને બગાડ હોય, જેથી લોકો, તેના અનુસરણનો દાવો કરનારા લોકો તેનાથી પૂરેપૂરી રીતે દૂર રહે અને તેમના વિચારો અને આચરણ પર અજ્ઞાનતા અને ભૌતિકવાદનો કાટ ન ચઢી શકે. ટૂંકમાં, કુર્આને કાફિરો અને મુનાફિકોના આચરણ અને લક્ષણોનું જે વર્ણન કર્યું છે, તે એટલા માટે નથી કે વહી અવતરિત થઈ રહી હતી તે કાળના કાફિરો અને મુનાફિકોના આચરણ અને ચરિત્રનો કોઈ ઐતિહાસિક રેકોર્ડ રાખવાનો હતો, બલ્કે એટલા માટે કે ઇસ્લામને માનનારાઓ આ આચરણ અને ચરિત્રને પોતાની દૃષ્ટિમાં રાખે અને ક્યારેય પણ તેમને પોતાના મનો-મસ્તિષ્કમાં વર્ચસ્વ સ્થાપવા ન દે.

સહાબાએ કિરામ ﷺ આ ભેદથી સારી રીતે વાકેફ હતા અને તેમણે કુર્આનના આ હિસ્સાથી પણ; જે કાફિરો, મુશ્રિકો અને ગ્રંથવાળાઓ અને મુનાફિકોના કાર્યો અને લક્ષણોથી સંબંધિત હતા, ખૂબ સારી રીતે ફાયદો ઉઠાવ્યો અને તેને એ જ હેતુથી વાંચ્યા, જે હેતુસર તેને વાંચવાનો હક્ક હતો. તેમણે તેને કેવળ કોઈ અસંબંધિત વાર્તા ન સમજી, બલ્કે પોતાના માટે નસિયતનું એક આલ્બમ સમજ્યું. તેઓ બરાબર પોતાના વિચારો અને કાર્યોને આ દર્પણમાં જોતા રહેતા અને જો કોઈ નાનામાં નાનો ડાઘ પણ તેમાં તેમને દેખાઈ જતો, તો ધ્રુજી જતા અને વ્યાકુળતાથી ચીસ પાડી ઉઠતા કે, હાય, ક્યાંક હું મુનાફિક તો નથી ગયો ને ! હઝરત હન્ઝલા ﷺ નો પ્રસિદ્ધ બનાવ છે કે જ્યારે તેમને પોતાના હૃદયની તે કેફિયત જે રસૂલુલ્લાહ સલ્લ.ના સાનિધ્યમાં પ્રાપ્ત થતી હતી, ત્યાંથી નીકળતાં જ ફરકનો અનુભવ થયો, તો પોતાના નિખાલસ ઈમાન વિશે તેમને અસંતોષ થયો, દોડતા-દોડતાં હઝરત અબૂબક્ર ﷺ ના પાસે આવ્યા અને પોતાની બેચેની બતાવી. હઝરત અબૂબક્ર ﷺ એ સાંભળીને ફરમાવ્યું : આ જ હાલત તો મારી પણ છે. હવે બંને વિભૂતિઓ રસૂલુલ્લાહ ﷺ ના દરબારમાં પોતાની પરેશાનીઓ લઈને પહોંચ્યા અને મુબારક ચહેરો જોઈને હઝરત હન્ઝલા ﷺ પોકારી ઉઠ્યા : 'નાફેકા હન્ઝલા' (હે અલ્લાહના રસૂલ ! હન્ઝલા તો મુનાફિક થઈ ગયો.) આપ ﷺ એ વિગત પૂછી અને પછી સાંત્વના આપી કે આ નિફાક નથી. આ તો એક કુદરતી ફરક છે, જે તમારા હૃદયોમાં થવો જ જોઈએ, જે કેફિયત અહીં મારા સામે તમારી થઈ જાય છે તે અહીંથી ઉઠ્યા પછી રહી શકતી નથી. આ તમારા નિખાલસ ઈમાનની સૌથી મોટી દલીલ છે કે તમે આ ફરકને અનુભવ્યો અને તેના પર તમને આટલી બેચેની થઈ. આ જ પ્રમાણે પ્રખ્યાત તાબઈ હઝરત ઇબ્ને અબી મુલઈકા ફરમાવે છે કે – ''હું ત્રીસ સહાબાથી મળ્યો

છું. તેમાંથી દરેક વ્યક્તિને મેં પોતાના વિશે નિફાકની આશંકામાં ભયભીત જોયો.'' (બુખારી, કિતાબુલ ઈમાન). ઈબ્રાહીમ તમીમી રહ. જેવા ઈબાદતગુજાર અને ખુદાતરસ (ઈશપરાયણ) તાબઈ જ્યારે પોતાના વાણી અને વર્તનમાં એકરૂપતા ન જોતાં, તો ડરી જતા કે ક્યાંક હું દીનને જુઠલાવનાર તો નથી ને ! (સંદર્ભ : ઉપર મુજબ). હઝરત હસન બસરી રહ. કહેતા કે નિફાક અંગે સંતુષ્ટ કેવળ મુનાફિક જ હોઈ શકે છે અને તેનાથી સાવધાન રહેવું માત્ર મોમિનનો ગુણ છે. (સંદર્ભ : ઉપર મુજબ). આ જ હકીકતો હતી, જેના કારણે ઈમામ બુખારી રહ.એ એક ચોક્કસ ભાગ જ આ શબ્દો પર આધારિત બનાવ્યો - خوف المومن ان يحبط عمله وهولا يشعر (મોમિનનું એ વાતથી આશંકાગ્રસ્ત રહેવું કે ક્યાંક કોઈ હરકતથી તેનું કાર્ય નષ્ટ ન થઈ જાય અને મને તેની ખબર પણ ન પડે.)

સહાબાએ કિરામ ﷺ અને તાબઈન (રહ.)ના આ આદર્શને મનમાં બેસાડી લેવાની જરૂર છે. વાસ્તવમાં મનની જાંચ-પડતાલ કરતા રહેવાથી જ ઈમાનની સુરક્ષા સંભવ છે, એ ન હોય તો ઈમાન સલામત નથી.

અપેક્ષા છે કે આ લખાણ પછી કોઈ ગેરસમજની સંભાવના રહેશે નહીં, અને એ વાત હૃદયમાં બેસી જશે કે આ પુસ્તક લખવાનો હેતુ બીજાઓની નિખાલસતા અને તેમના ઈમાનનું માપ કાઢવાનો નહીં, તેનાથી વિપરીત તેનો ખરો આશય એ જ છે કે આપણામાંથી દરેક વ્યક્તિ સ્વયં પોતાના ઈમાન અને આચરણને માપે અને અવિરત માપતો રહે, અને જ્યાં પણ કોઈ દોષ જુએ, તેને દૂર કરવાનો હિંમતભર્યો પ્રયાસ કરે. હા, આ પુસ્તકમાં આપવામાં આવેલ બીજાઓના આચરણ અને કાર્યોના વિવરણના પ્રકાશમાં જો અનુમાન કરવું જરૂરી છે, તો કેવળ એક જ પાસાથી, અને તે છે આજ્ઞાપાલન અને માર્ગદર્શનનું પાસું; અર્થાત્ જે કોઈ વ્યક્તિ કે વ્યક્તિઓને પોતાના માર્ગદર્શન માટે પસંદ કરવા જઈ રહ્યા છો તેમને આ કસોટી પર અવશ્ય પારખવા જોઈએ, કેમં કે જે લોકો પોતાના વિચારો અને કાર્યોમાં ઈમાન અને નિષ્ઠા અંગે વિશ્વાસ ન અપાવી શકે, તેમને આપણા નેતૃત્વ માટે આપણે ન તો તાર્કિક રીતે પસંદ અને સ્વીકારી શકીએ છીએ, ન શરઈ રીતે. એ વાત બીજી છે કે તેમના વિશે આપણે કોઈ ચોક્કસ હુકમ લાગૂ ન કરીએ, કેમ કે પરોક્ષ કે અદૃશ્યનું જ્ઞાન તો અલ્લાહ સિવાય કોને છે ? પરંતુ કોઈને વિશ્વાસપૂર્વક આરોપી ઠેરવી ન દેવો એ જુદી વાત છે અને તેને પોતાનો ઈમામ અને પેશવા (નેતા અને માર્ગદર્શક) માની લેવો તદ્દન બીજી વાત છે.

# ઈસ્લામનું આમંત્રણ અને નિફાકનો ઉપદ્રવ

ઈસ્લામની સામે બે શક્તિઓ હંમેશાથી સંઘર્ષરત રહી છે : એક કુફ્ર (સત્યનો ઇન્કાર), બીજી નિફાક (દંભ). ઈસ્લામી ઈતિહાસના આરંભિક પૃષ્ઠો આપણને બતાવે છે કે ઈસ્લામના માર્ગમાં જેટલી મુશ્કેલીઓ કાફિરોએ ઊભી કરી, તે મુશ્કેલીઓ તે અવરોધોની સરખામણીમાં કંઈ ઓછી નહોતી, જે મુનાફિકોના કારણે આવી. બલ્કે વાસ્તવિકતા એ છે કે કાફિરોની પણ મોટાભાગની વેરવૃત્તિથી ભરેલી કાર્યવાહીઓ તે જ મુનાફિકોની ગુપ્ત કોશિશો અને તેમના ષડયંત્રોની જ ઉપજ હતી. તેમણે વારંવાર મુશ્રિકોને લડાઈ માટે ઉશ્કેર્યા, યુદ્ધોમાં સ્વયં મુસલમાનોના પોતાના છળકપટથી નુકસાન થયું અથવા રસૂલુલ્લાહ ﷺ અને સહાબાએ કિરામ ﷺ નું અપમાન અને બેઇજ્જતી કરી, વતન અને વંશ અને જાતિના ઝઘડાઓ ઊભા કરીને મુસલમાનોની એકતા અને સંપને તોડવાનો પ્રયત્ન કર્યો. માલે-ગનીમત (યુદ્ધમાં વિજેતા બન્યા પછી રણભૂમિમાં શત્રુએ ત્યજી દીધેલ માલ-સંપત્તિ)ની વહેંચણી વખતે કમજોર ઈમાનવાળા લોકોને રસૂલુલ્લાહ ﷺ થી બદગુમાન કર્યા, ઈસ્લામી વ્યવસ્થાના તંદુરસ્ત શરીરમાં જાત-જાતના ચેપી જીવાણુઓ દાખલ કરવાની કોશિશ કરી. ટૂંકમાં, નુકસાન કરવાની જેટલી પણ રીતો સંભવ હોઈ શકતી હતી, તેમાંથી કોઈપણ રીતને આ ઉપદ્રવ અને શૈતાનિયતના ઝંડાધારીઓ તથા દુનિયાના પૂજારીઓએ બાકી ન રાખી. કુફ્ર તો ઈસ્લામની સામે બેનકાબ અને પ્રગટ રૂપે આવે છે, ડંકાની ચોટે અને પોતાની અદાવતની જાહેરાત કરીને ખુલ્લા મેદાનમાં મુકાબલાનું આહવાન્ કરે છે. પરંતુ નિફાક કપાળે મિત્રતા અને વફાદારીનું લેબલ લગાવીને, ઈસ્લામના ઘરમાં બેસીને, વિભિન્ન રીતે તેની જડ ખોદે છે અને એ અંદાજમાં કે ક્યારેક ખુલ્લી આંખોને તેની ખબર પણ નથી પડતી. પછી ધ્યાનથી જોઈએ તો કુફ્રની સરખામણીમાં નિફાકની ભયાનકતા કેટલી વધારે, કેટલી વ્યાપક અને કેવી પ્રભાવી હશે ? સૂર્યના પ્રકાશમાં જમીન પર દોડતા મોટા-મોટા અજગરોને મારી નાખવા

કંઈ મુશ્કેલ નથી, પરંતુ જે નાગણ અંગરખામાં છૂપાઈને બેસી હોય, સામાન્ય સંજોગોમાં તેના વિષથી બચવું મુશ્કેલ જ નહિં, મોટાભાગે અસંભવ છે.

ભલાઈ અને બૂરાઈનો સંઘર્ષ આજે પણ એ જ રીતે ચાલુ છે, જે રીતે ઇસ્લામના આરંભે હતો અને આજે પણ સત્યની સામે એ જ બંને શક્તિઓ લડાઈમાં વ્યસ્ત છે, જે બદ્ર અને ઉહદના યુદ્ધના મેદાનમાં અને મદીનાની ગલીઓમાં હતી; એ જ કુફ્રની ચિનગારીઓ અને નિફાકનો ઉપદ્રવ, અને બંનેય પોત-પોતાની રીતે કુર્આન અને ઈસ્લામની જડો ખોદવામાં મગ્ન છે; તેથી જે પ્રમાણે ઈસ્લામની સુરક્ષા અને સેવા કાજે તેના સાચા અનુયાયીઓ માટે કુફ્રની આ અગન-જવાળાઓને બુઝાવવી જરૂરી છે, તે જ પ્રમાણે નિફાકના આ ઉપદ્રવ અને બગાડનું માથું કચડવું પણ અનિવાર્ય છે, બલ્કે તેના મહત્ત્વને ધ્યાનમાં રાખીએ તો આ સેવાનું કાર્ય પ્રાથમિકતાનું અધિકારી છે.

કેટલી આશ્ચર્યજનક વાત છે કે એક સમયે તો કેટલાક હજાર મુસલમાનોનું એક નાનું-સરખું જૂથ રોમ અને ઈરાનના વૈભવને ચૂરેચૂરા કર્યા પછી પણ પોતાના જુસ્સા અને હિંમતમાં કોઈ સુસ્તી અને પોતાના તનમાં કોઈ થાક અનુભવતું નહોતું અને ઉમ્મતે મુસ્લિમા ખૂબ ઓછી સંખ્યામાં હોવા છતાં સમસ્ત સુસભ્ય દુનિયા પર પોતાની શ્રેષ્ઠતાનો ઝંડો લહેરાવી દે છે; પરંતુ આજે એ જ ઈસ્લામના નામ લેનારાઓ અને એ જ કુર્આનના અનુસરણના દાવેદારો કરોડોની સંખ્યામાં હોવા છતાં હવામાં ઉડતી રજકણોની જેમ પ્રભાવહીન અને તિરસ્કૃત છે, જાહિલિય્યત (અજ્ઞાનતા) તેમના પર છવાયેલ છે, અને ઇસ્લામી વ્યવસ્થા એક પુરાણી દાસ્તાન બનીને રહી ગઈ છે, જેનું નામ લેતાં પહેલા સ્વયં તેને માનનારાઓ અને ધ્વજવાહકોને પણ પોતાના ઘરોના દરવાજાઓ બંધ કરી દેવાની જરૂર પડે છે. છેવટે આનું કારણ શું છે ? શું સત્યની પ્રકૃતિ બદલાઈ ગઈ છે ? શું અલ્લાહની રીત પલટાઈ ગઈ છે ? શું આ વર્તમાન પરિવર્તનનું કારણ એ છે કે અલ્લાહની રીત પહેલાં ઇસ્લામના પ્રભુત્વનો તકાદો કરતી હતી અને હવે કુફ્રના વર્ચસ્વનો તકાદો કરી રહી છે ? જો તેનો જવાબ નકારમાં છે, અને એ સત્ય સર્વમાન્ય, પ્રમાણિત અને અખંડ છે કે અલ્લાહની રીત બદલાતી નથી, તો માનવું પડશે કે બદલાવ વાસ્તવમાં ઈસ્લામની પ્રકૃતિમાં નહિં, બલ્કે સ્વયં મુસલમાનોના મનો-મસ્તિષ્કમાં આવ્યો છે.

ચાલીસ-પચાસ કરોડની આટલી મોટી સંખ્યા (હાલ વિશ્વમાં મુસલમાનોની વસ્તી ૧.૫ અબજ છે)થી ધોકો ન ખાજો. આ સંખ્યા તમામે-તમામ સાચા મુસલમાનોની નથી, બલ્કે એમાં મોટા પ્રમાણમાં એવા લોકો ભરેલા છે, જે અમલી (વ્યવહારૂ) મુનાફિકત (દંભ)ના ઝેરથી ખરાબ રીતે પ્રભાવિત છે; એ'તકાદી (ઈમાન અને આસ્થામાં, સૈદ્ધાંતિક)

નિફાકના રોગીઓની પણ કમી નથી. ચોતરફ ફેલાયેલ આ લોકોની સંખ્યાએ સાચા મુસલમાનોની ઈમાની શક્તિને પણ બિનઅસરકારક બનાવી નાખી છે. વાસ્તવમાં આ એક પ્રકારનો સોજો છે, જે ઈસ્લામના શરીરને લાગૂ પડી ગયો છે અને તેમાં બચી ગયેલી થોડી-ઘણી ખરી શક્તિને પણ કાર્યાન્વિત થવા દેતો નથી. જ્યારે તે કંઈ કરવા માગે છે, તો આ સોજો તેનો પગ પકડીને બેસી જાય છે. બસ, આંખો બંધ કરી દેવાથી કોઈ લાભ નથી, ન ઈમાની સ્વાભિમાને કદી તકવાદિતા અને ચાપલુસીને પસંદ કરી છે, ન તેને તેણે કદી સહન કરી છે. તેથી કુફ્ર અને અજ્ઞાનતા પર હાથ ઉઠાવતાં પહેલા સ્વયં પોતાના શરીરના આ વિષયુક્ત સોજાને ઉતારવાની આવશ્યકતા છે; અને છેલ્લે, જો આ વાઢકાપથી આ મોટા તનનું લોહી વધારે માત્રામાં વહી જતું હોય તો, અંતિમ ઉપાય તરીકે જરૂર પડે તો નસ્તર ચલાવવામાં પણ પાછીપાની ન કરવી જોઈએ. કુર્આન અને ઈસ્લામને કદાપિ એ પસંદ નથી કે ઉમ્મતનું શરીર, કેવળ સોજા અર્થાત્ આડંબર અને દેખાડાના છળકપટથી ભારે-ભરકમ દેખાતું રહે. કુર્આન અને ઈસ્લામનો તો આગ્રહ એ છે કે શરીરમાં જે કંઈ હોય તે શુદ્ધ અને શુભ હોય, બલ્કે ભૂલેચૂકે પણ તેની બાહ્ય લંબાઈ-પહોળાઈ રૂઆબદાર ન હોય. તેથી ઈસ્લામની સાચી તંદુરસ્તી અને શક્તિનો સમય તે હશે, જ્યારે તેના તન પરથી અવાસ્તવિક અને ખોટી સ્થૂળતા અને જાડાપણું દૂર કરી દેવામાં આવે[1].

કુર્આનની ભાષામાં આ કામને 'તમ્હીસ' (Clarification, Testing, Thorough Examination - કસોટી, ઝીણવટભરી પરીક્ષા) કહે છે. તેણે આ બાબતને જે મહત્ત્વ આપ્યું છે તે કોઈપણ દૃષ્ટિવાનથી છૂપું નહીં હોય. તેની તે સૂરઃઓ પર, જે હિજરતથી જરા અગાઉ અવતરિત થઈ છે, અને મહદ્અંશે મદની સૂરઃઓ પર ચિંતન-મનન કરો, વિશેષતઃ સૂરઃ અન્કબૂત અને સૂરઃ નિસાના ગૂઢાર્થો પર વિચાર કરો; તમારા પર એ હકીકત સારી રીતે પ્રગટ થઈ જશે કે સાચા મોમિનોને જૂઠા દાવેદારોથી છાંટીને અલગ-અલગ કરવું ઈસ્લામી-પાર્ટીની શિસ્ત અને અનુશાસન તેમજ એકતા, સંપ અને સંગઠિતતા માટે કેટલું મહત્ત્વનું છે. હવે તમે પોતે વિચારી લો કે આ કર્તવ્યથી બેદરકારી દાખવીને ઈસ્લામની સાચી ભલાઈનું કાર્ય જ્યારે નુબૂવ્વતના કાળમાં નહોતું થઈ શકતું, તો તે પછી પણ કેવી રીતે થશે ? તેથી જો મિલ્લતને પોતાનું સામૂહિક કર્તવ્ય

[1] 'નસ્તર ચલાવી દેવા', 'વાઢકાપ કરવું' અને 'અવાસ્તવિક સ્થૂળતાને દૂર કરવી'નો અર્થ માત્ર એ છે કે ઈસ્લામના પુનરુત્થાનની કોશિશમાં તેમના પર કદાપિ ભરોસો ન કરી શકાય, ન તો તેમને કોઈ મહત્ત્વ આપવામાં આવે. તેનો એ અર્થ નથી કે તેમને સામાજિક અને રાજકીય હેસિયતથી કાયદેસર રીતે મુનાફિક જાહેર કરી દેવામાં આવે અને મિલ્લતથી તેમનો સંબંધ કાપી નાખવામાં આવે.

'શહાદતે હક્ક' (સત્યની સાક્ષી)નું કર્તવ્ય અદા કરવું છે, તો આ અપ્રિય કર્તવ્ય પણ અદા કરવું જ પડશે.

પરંતુ તેને ઈસ્લામ-વિરોધી શક્તિઓનું સૌભાગ્ય કહો, કે પછી આપણી પોતાનું દુર્ભાગ્ય, કે હવે પરિસ્થિતિ જે પ્રમાણે તેમના પક્ષમાં સાનુકૂળ છે, અગાઉ નહોતી; અને બીજી બધી વાતોને તો છોડો, છેવટે આ મુશ્કેલીનો શું ઈલાજ કે અબૂ જહલ અને અબૂ લહબ તો પોતાનું નામ પોતે જ બતાવી દે છે અને આપણે તેમને ઓળખી લઈને તેમની બૂરાઈ અને દુષ્ટતાથી સરળતાથી બચી શકીએ છીએ, પરંતુ આ અબ્દુલ્લાહ બિન ઉબ્બી અને અબ્દુલ્લાહ બિન સબા, જે આપણા જૂથમાં એક-બે નહિં, બલ્કે અસંખ્ય છે, તેમનો પત્તો લગાવવાનું કોઈ સાધન કે માધ્યમ જ નથી. કેમ કે તેમના નામ પણ મુસલમાનો જેવા છે, તેમના મોઢેથી ઈસ્લામી હિતના નારાઓ અને ઈસ્લામી હમદર્દીના સૂત્રો સાંભળવા મળે છે; ત્યાં સુધી કે ક્યારેક તો તેમના હાથોમાં તસ્બીહો (માળાઓ) અને બગલમાં મુસલ્લાઓ પણ હોય છે. હવે એ સમય ક્યાં છે કે નુબૂવ્વતની નજરની એ નિર્દોષ અને માસૂમ દીર્ઘદૃષ્ટિ, જે તેમની છૂપી અને અકળ-અદૃશ્ માનસિકતાને વાંચીને આપણને તેમની દુષ્ટતા અને બૂરાઈથી સચેત કરશે ? અને ક્યાં એ ગૈબ (પરોક્ષ)નો પરદો ઉઠાવનાર વહીનો સંદેશ છે, જે જ્યારે-જ્યારે જરૂર પડી إِنَّ الْمُنٰفِقِيْنَ لَكٰذِبُوْنَ (હકીકતમાં આ મુનાફિકો સાવ જૂઠ્ઠાં છે -સૂરઃ મુનાફિકૂન, આ. ૧) કહીને તેમના જોરદાર દાવાઓના ફરેબથી આપણને સાવધાન કરી દે ?

એમાં કોઈ સંદેહ નથી કે આ મુશ્કેલીઓને નજર સમક્ષ રાખીએ તો કાનૂની હેસિયતે મોમિન અને મુનાફિક વચ્ચે ચોક્કસ અને નિશ્ચિત ભેદ અને કસોટી મુશ્કેલ જ નહિં, બલ્કે ક્યારેક તો અસંભવ છે; પરંતુ જ્યાં સુધી ઈસ્લામી હિતો અને હેતુઓ માટે 'વિશ્વાસ કરવાને લાયક' અને 'ભરોસાપાત્ર' તેમજ 'વિશ્વાસ કરવાને લાયક નથી' અને 'ભરોસાને પાત્ર નથી' એવા લોકો વચ્ચે ભેદ રાખવાનો સંબંધ છે, તો આ કામ હરગિજ અશક્ય નથી. કુર્આને-હકીમ જો રબ્બુલ આલમીન (સમસ્ત સૃષ્ટિઓના પ્રભુ-પાલનહાર)નું અવતરિત કરેલું છે અને દુનિયામાં આવનાર અંતિમ જીવધારી માટે 'કૌલે-ફૈસલ' (અંતિમ કથન, Final Consent or Decision) અને 'ફુરકાન' (સત્ય અને અસત્ય વચ્ચે ભેદ કરનાર) બનીને આવેલ છે, તો નિશ્ચિતપણે તેના મહિમા અને મહત્ત્વ તથા હેસિયત અને સ્થાનનો તકાદો છે કે આ પરેશાની અને મુશ્કેલીના સમયે પણ તે આપણું રાહદર્શન કરે અને તેની આયતો નિફાકના એક-એક રોગીની તરફ આંગળી ઉઠાવીને બતાવી દે કે આ લોકો છે, જેમનાથી તમારે સાવધાન રહેવું જોઈએ; શું ખબર

કે તેમના અંદર શું છે ? તેથી જ્યારે આપણે આ હેતુસર કુર્આન પર નજર નાખીએ છીએ તો સ્વાભાવિક જ નિકાફની છબી વિભિન્ન રૂપ અને તેના એક-એક ઓળખ-ચિહ્નો તથા લક્ષણો અને ખાસિયતોની સાથે તે આપણા સામે ખોલીને મૂકી દે છે. આ નગ્ન ચિત્ર આપણને તે બધું જ બતાવી દે છે, જેને જાણવાની આપણને જરૂરત છે. આવો, આ છબીને જોઈએ. પરંતુ સપાટી પરના શૃંગાર, સાજ-સજ્જા અને કસબને જોતાં પહેલાં તેના અંદરનું અને ભીતરનું નિરીક્ષણ કરવું જરૂરી છે. તેથી પહેલા નિફાકની હકીકત અને તેના પ્રેરકોની ખોજ કરવી જોઈએ; કેમ કે તેના વગર નિફાકના જુદા-જુદા વ્યવહારૂ દૃષ્યોના જુદા-જુદા રૂપોની જાણકારી મળી શકશે નહીં.

# નિફાકની હકીકત

**નિફાક કોને કહે છે ?**

જેનાથી 'નિફાક' શબ્દ નીકળ્યો છે, તે 'ન-ફ-ક'નો મૂળ અર્થ પસાર થઈને પાર નીકળી જવાનો થાય છે. પછી આગળ વધીને આ મૂળથી જેટલા શબ્દો નીકળ્યા છે, તે બધામાં આ મૂળભૂત અર્થ સમાન રૂપે જોવા મળે છે. જેમ કે : 'નફક' સુરંગને કહે છે, જેમાં એક તરફ દાખલ થવાનો અને બીજી તરફ નીકળવાનો રસ્તો હોય છે. 'નાફકા' ઉંદરના તે દરને કહે છે, જેમાં બે કાણાં હોય છે, એક ઘૂસવાનું અને બીજું નીકળીને ભાગી જવાનું. ઈજાર કે લેંઘો કે સૂરવાળના નેફાને 'નૈફક' કહેવામાં આવે છે, તેની સ્થિતિ પણ આવી જ છે. ટૂંકમાં, આ તમામ વસ્તુઓમાં દાખલ થઈને પસાર થઈ જવાનો અને પછી પાર થઈને બહાર નીકળી જવાનો ભાવાર્થ છે. 'નિફાક' શબ્દ પણ આ જ બિરાદરીનો એક સભ્ય છે અને તેનો અર્થ છે :

الدخول فی الشرع من باب و الخروج من باب (مفردات امام راغب)

અર્થાત્ ''દીનમાં એક દરવાજાથી દાખલ થવું અને બીજા દરવાજાથી બહાર નીકળી જવું.'' (મફરુદાત ઈમામ રાગિબ)

દીનમાં દાખલ થયા પછી તેનાથી બહાર નીકળી જવાના બે કારણો હોઈ શકે છે. એક તો એ કે દીનમાં પ્રવેશ કેવળ દેખાડા માટે થયો હોય અને હૃદય પહેલાંની જેમ જ કુફ્ર અને ઈન્કાર પર અક્કડ હોય. બીજું એ કે આ પ્રવેશ થયો તો હોય ઈસ્લામથી દિલી લગાવ અને પ્રેમના આધારે જ, પણ આ સંબંધ એટલો નબળો અને મંદ હોય કે બીજા સંબંધો તેના પર પૂરેપૂરી રીતે પ્રભુત્વશાળી હોય. પ્રથમ પ્રકારના નિફાકને 'નિફાકે અકીદા' (આસ્થા, માન્યતા કે શ્રદ્ધાનો દંભ) અને બીજા પ્રકારના નિફાકને 'નિફાકે અમલ' (વ્યવહારમાં દંભ) કહેવાય છે. હઝરત શાહ વલીઉલ્લાહ રહ.ના શબ્દોમાં :

امامنافقان دو قسم بودند

રિસાલતના જમાનામાં મુનાફિક બે પ્રકારના હતા.

(۱) گروہے بزبان کلمہ ایمان می گفتند و دل ایشاں مطمئن بود بکفر وجحود صرف بخاطر اظہاری کروند۔ دورحق ایشان است،

فی الدرکٌ الاٗ سفل من النار

એક તો તે લોકો જેઓ પોતાની જબાનથી કલ્મએ શહાદત અદા કરતા હતા, પણ તેમનાં હૃદય સંપૂર્ણપણે કુફ્ર અને ઈન્કાર પર જમેલા હતા, કેવળ ધોકો આપવા માટે આવું કહેતા હતા. આ જ તે લોકો છે, જેમના વિશે ફરમાવવા આવ્યું છે કે તેઓ જહન્નમના સૌથી નીચેના ભાગમાં હશે.

'' فی الدزکٌ الا سفل من النار ''

(۲) گروہے داخل شدند دراسلام بضعف، مثلا بہ عادات قوم خود معتاد اند، اگر قوم مسلمان باشد ایشاں نیز مسلم شوند واگر کافر باشد ایشاں نیز کافر، ومثلاً اتباع لذات دنیویہ ودنیہ بردل ایشاں چنداں ہجوم کردہ است کہ محبت خدا ومحبت رسول را جائے نہ گذاشتہ، یا حرص مال وحسد وحقد، ومثل آں مالک قلب ایشاں شدہ است کہ حلادت ومناجات وبرکات عبادات را بخاطر ایشاں جائے گذاشت، ومثلاً اشتغال باموز معاش چنداں مشغوف خود ساخت کہ اہتمام بامر معاد وآں را توقع واشتن ودر فکر آں افتادن فرصت نداد، ومثلا دررسالت حضرت پیغمبر ماظنون واہیہ وشبہات، رکیکہ بخاطر ایشاں می گذرد۔ ہر چند تا آنجا نمی رسند کہ ضلع ربقہ اسلام کنند وازاں باب بکلی بر آیند ومنشاء آں شکوک جریان احکام بشریت است بر حضرت پیغامبر وظہور ملت اسلامیہ در صورت غلبہ ملوک براطراف ممالک ومانند آں، ومثلاً محبت قبائل وعشائر ایشاں ماہر آں داشت کہ در نصرت ایشاں وتقویت وتائید ایشاں ماہر چند خلاف اہل اسلام باشد سعی بلیغ بہ تقدیم رسانند ودریں مقابلہ امر اسلام سست کنند۔ وایں قسم نفاق عمل ونفاق اخلاق است۔ (الفوز الکبیر)

''બીજા તે લોકો, જેઓ ઈસ્લામના વર્તુળમાં દાખલ તો થઈ ગયા હતા, પણ તેમના ઈમાનમાં નબળાઈઓ હતી, દૃઢતા નહોતી. (આ નબળાં ઈમાનવાળાઓના વિભિન્ન પ્રકારો હતા) જેમ કે : એક જૂથ તો તે લોકોનું હતું, જેઓ દરેક મામલામાં

પોતાના જાતિવાદી વલણને સામે રાખતા હતા. જો આખી કોમ મુસલમાન થઈ ગઈ તો તેના પાછળ-પાછળ તેઓ પણ મુસલમાન થઈ ગયા અને જો તે કાફિર રહી તો તેઓ પણ કાફિર બની રહ્યા. બીજું જૂથ એવા લોકોનું હતું, જેમના હૃદયો પર દુનિયાની તુચ્છ અને નિમ્ન કક્ષાની લિજ્જતો અને મનોરંજનની લગન ખરાબ રીતે છવાયેલ હતી; એટલી ખરાબ રીતે કે અલ્લાહ અને રસૂલ ﷺ ના પ્રેમ માટે તેમના દિલમાં કોઈ જગ્યા ખાલી નહોતી રહી, અથવા ધનદોલતની લાલચ, ઈર્ષ્યા અને દ્વેષ વગેરે મનની ગંદકી અને મલિનતાએ એ રીતે તેમના હૃદયો પર કબજો કરી રાખ્યો હતો કે તેણે દુઆનું માધુર્ય અને બંદગીની બરકતોની અનુભૂતિ કરી શકવાની કોઈ તક બાકી રાખી નહોતી. ત્રીજું જૂથ એ લોકોનું હતું, જેમને આર્થિક વિચારો અને વ્યસ્તતાઓએ પોતાના દિવાના બનાવી રાખ્યા હતા, અને તે તેમને એ વાતની ફુરસદ જ લેવા દેતા નહોતા કે તેઓ આખિરતનો પણ કંઈ ખ્યાલ કરે અને તેનાથી પોતાની આશાઓ બાંધે. ચોથું જૂથ એવા લોકો પર આધારિત હતું, જેમને આંહઝરત ﷺ ની નૂબુવત પર પૂરો સંતોષ જ નહોતો અને તે વિશે તેમની છાતીઓ વ્યર્થ અને અઘટિત અનુમાનો તેમજ તુચ્છ આશંકાઆના આવવા-જવાની જગ્યા બની ગઈ હતી.

જો કે આ આશંકાઓ હજુ એ હદ સુધી નહોતી પહોંચી ગઈ કે તેઓ પોતાના ગળામાંથી ઈસ્લામનો પટ્ટો ઉતારીને ફેંકી દેતા અને તેનાથી જાહેરમાં છેડો ફાડી નાખતા. આ શંકાઓ ઉત્પન્ન થવાનું કારણ એ હતું કે હઝરત નબી કરીમ ﷺ ની સામાન્ય સ્થિતિ એક મનુષ્ય જેવી હતી અને મિલ્લતે ઈસ્લામિયાનો ઉદય અને ઉન્નતિ આસપાસના વિસ્તારોમાં બાદશાહીના રૂપમાં ઉદ્ભવ્યા. (અને આ બંનેય વાતો તેમની વિકૃત સમજ દ્વારા ઘડાયેલ ધોરણ અનુસાર નહોતી.) આ અને આવા જ બીજા કેટલાંક કારણો હતા, જેમણે તેમને નૂબુવ્વતે મુહમ્મદી ﷺ ના સંદર્ભે અસંતુષ્ટ બનાવી રાખ્યા હતા. પાંચમું જૂથ એવા લોકોનું હતું, જેમનામાં કબીલાનો અને પરિવારનો લગાવ ખૂબ ઊંડે સુધી હૃદયમાં ઘર કરી ગયો હતો, તેણે તેમને એટલા મજબૂર કરી દીધા હતા કે પોત-પોતાના કબીલાના સમર્થન અને સહયોગમાં દરેક પ્રકારની મુશ્કેલીઓ વખતે મક્કમ રહે, ચાહે તેમનું આ કૃત્ય ઈસ્લામને માનનારાઓના વિરોધમાં કેમ ન પડતું હોય, અને એ રીતે સત્ય અને અસત્યની લડાઈઓમાં ઈસ્લામના હિતોને પણ હાનિ પહોંચાડવાની પરવા ન કરે. નિફાકના આ પ્રકારને 'નિફાકે-અમલ' અથવા 'નિફાકે-અખ્લાક' (વ્યવહારમાં કે ચરિત્રમાં નિફાક) કહે છે.''

કુર્આન-મજીદે મુનાફિકના કાર્યો અને લક્ષણો પર જે રીતે વિગતવાર વિશ્લેષણ

કર્યું છે, વાસ્તવમાં તે જ વિશ્લેષણની એક સૈદ્ધાંતિક સમીક્ષા શાહ સાહેબે આ સંક્ષિપ્ત શબ્દોમાં કરી છે. તેથી તેમની આ સમીક્ષાને મનો-મસ્તિષ્કમાં રાખો, કેમ કે આગળ જે ચર્ચા આવશે તે મોટાભાગે આ જ સંક્ષેપની વિગત હશે.

**નિફાકના મૂળભૂત પ્રેરકો અને કારણો :**

નિફાકનું વલણ અપનાવવા માટે જે વસ્તુઓ માણસને પ્રેરે છે, તેની વિગત તો ખૂબ લાંબી છે; પરંતુ તેના મૂળભૂત પ્રેરકો કેવળ ત્રણ છે :

(૧) ઇસ્લામને અંદરથી જ ક્ષીણ કરવાની ઇચ્છા,

(૨) ભૌતિક લાભો અને હિતોની પૂજા,

(૩) દીનની હકીકતોની સાચી સમજથી વંચિતતા.

આમાંથી સૌપ્રથમ પ્રેરકનો સંબંધ 'નિફાકે-અકીદા' (ઈમાન કે આસ્થામાં નિફાક)ની સાથે અને ત્રીજા પ્રેરકનો સંબંધ 'નિફાકે-અમલ' (વ્યવહાર કે આચરણમાં નિફાક)ની સાથે છે. રહી ગયો બીજો પ્રેરક, તો તે બંનેમાં એકસરખો છે. તેનાથી વ્યવહારમાં કે આચરણમાં પણ નિફાક જન્મે છે અને આસ્થામાં પણ નિફાક પેદા થાય છે. કુર્આનમાં મુનાફિકોના જે કાર્યોનું વર્ણન કરવામાં આવ્યું છે, તેના મૂળમાં આ જ ત્રણ પાયાના પ્રેરકોમાંથી કોઈ ને કોઈ પ્રેરક અનિવાર્યપણે કામ કરતું હોય તેવું જોવા મળે છે. જેમ કે :

૧. તે ઇસ્લામને અંદરથી ક્ષીણ કરવાની શેતાની ઇચ્છા જ હતી, જેણે મસ્જિદે-ઝિરાર બનવડાવી હતી. તેથી જ્યારે બનાવનારાઓએ કહ્યું કે આ નિર્માણથી અમારો હેતુ નેકી અને ભલાઈ સિવાય બીજો કોઈ નથી, إِنْ أَرَدْنَا إِلَّا الْحُسْنَىٰ - તો અલ્લાહતઆલાએ ફરમાવ્યું - આ જૂઠાં છે (إِنَّهُمْ لَكَاذِبُونَ). તેમનો ઉદ્દેશ્ય તો એ છે કે આ રીતે તેઓ મુસલમાનોની એકતા અને સંપને વેરણ-છેરણ કરીને તેમની શક્તિને વેરવિખેર કરી નાખે.

وَالَّذِينَ اتَّخَذُوا مَسْجِدًا ضِرَارًا وَكُفْرًا وَتَفْرِيقًا بَيْنَ الْمُؤْمِنِينَ وَإِرْصَادًا لِّمَنْ
حَارَبَ اللَّهَ وَرَسُولَهُ مِن قَبْلُ

અર્થાત્ - ''કેટલાક બીજા લોકો, જેમણે એક મસ્જિદે-ઝિરાર બનાવી, એ આશયથી કે (સત્યના સંદેશને) નુકસાન પહોંચાડે અને (અલ્લાહની બંદગી કરવાની જગ્યાએ) કુફ્ર કરે અને ઈમાનવાળાઓમાં ફાટફૂટ પડાવે અને (આ દેખાવ માત્રના ઇબાદતગાહને) તે વ્યક્તિ માટે છાપો મારવાનું ગુપ્ત સ્થાન બનાવે, જે આ પહેલાં

અલ્લાહ અને તેના રસૂલ વિરુદ્ધ લડાઈ કરી ચૂક્યો છે." (સૂરઃ તૌબા : ૧૦૭)

૨. તે અંગત સ્વાર્થ જાન અને માલની પૂજા જ હતી કે કેટલાક લોકો મુસલમાનો અને ઈસ્લામના શત્રુઓ, એમ બંનેથી એકસરખા મિત્રતાભર્યા સંબંધો રાખવા માગતા હતા; અને મુસલમાનોની સામે પોતાના મુસલમાન હોવાનો અને ઈસ્લામના દુશ્મનો સામે પોતાના મુસલમાન ન હોવાનો વિશ્વાસ અપાવ્યા કરતા હતા. આ દંભ અને બેવડાં મોઢાંનો હેતુ કેવળ એ હતો કે સમય આવ્યે બંને જૂથો તરફથી હક્કો અને લાભ મેળવી શકાય -

فَإِنْ كَانَ لَكُمْ فَتْحٌ مِّنَ اللَّهِ قَالُوٓا أَلَمْ نَكُن مَّعَكُمْ وَإِن كَانَ لِلْكَافِرِينَ نَصِيبٌ قَالُوٓا أَلَمْ نَسْتَحْوِذْ عَلَيْكُمْ وَنَمْنَعْكُم مِّنَ الْمُؤْمِنِينَ

અર્થાત્ : "જો અલ્લાહ તરફથી વિજય તમારો થયો તો આવીને કહેશે કે શું અમે તમારા સાથે નહોતા ? જો કાફિરોનું પલ્લું ભારે રહે તો તેમને કહેશે કે શું અમે તમારા વિરુદ્ધ લડવા સમર્થ નહોતા, અને છતાં પણ અમે તમને મુસલમાનોથી બચાવ્યા ?" (સૂરઃ નિસા, આ.૧૪૧)

અથવા ઓછામાં ઓછું એ કે પ્રત્યેક વિરોધીથી સુરક્ષિત રહે અને કોઈના પણ વિરોધનું નુકસાન ન ઉઠાવવું પડે -

يُرِيدُونَ أَن يَأْمَنُوكُمْ وَيَأْمَنُوا قَوْمَهُمْ

અર્થાત્ : "જેઓ ઇચ્છે છે કે તમારાથી પણ સુરક્ષિત રહે અને પોતાની કોમથી પણ." (સૂરઃ નિસા, આ.૯૧)

તેઓ તમારાથી પણ સુરક્ષિત રહેવા માગે છે અને પોતાની કોમથી પણ.

૩. એ હકીકતો કુર્આનની અને ઇસ્લામી શિક્ષાઓની સાચી સમજથી વંચિતતા જ હતી કે જ્યારે ઉહદના મેદાનમાં થોડીક કઠિન પરિસ્થિતિ સામે આવી તો એક જૂથના મનમાં એવા વિચારો આવવા લાગ્યા, જેનો ઈમાનથી કોઈ સંબંધ નહોતો -

يَظُنُّونَ بِاللَّهِ غَيْرَ الْحَقِّ ظَنَّ الْجَاهِلِيَّةِ

અર્થાત્ : "...અને બીજું જૂથ, જેના માટે સઘળું મહત્ત્વ પોતાની જાતનું જ હતું, અલ્લાહ વિશે જાત-જાતની અજ્ઞાનતાપૂર્ણ ધારણાઓ કરવા લાગ્યું."

(સૂરઃ આલે ઇમરાન, આ.૧૫૪)

આ ત્રણેય પ્રેરકોના દૃષ્ટાંતો છે. તમે જે પ્રકારના પણ મુનાફિકોની માનસિકતાનું વિશ્લેષણ કરશો, આ જ ત્રણમાંથી કોઈને કોઈ પ્રેરક તેમનામાં છૂપાયેલ દૃષ્ટિગોચર થશે. આ જ કારણ છે કે મુનાફિકોના દુષ્ટ આચરણ પર ઠપકો અને નિંદા કર્યા પછી, જ્યારે કુર્આન-મજીદ તેમને કંઈક ઉપદેશ આપે છે, તો આ ઉપદેશની પશ્ચાદભૂમિમાં આ જ ત્રણ વાતોમાંથી કોઈ એક વાત જરૂર હોય છે. અર્થાત્, કાં તો તે એવું સમજાવે છે કે ષડયંત્રો અને દગાખોરીથી ઇસ્લામના વધતા જતા વહેણને રોકી શકાય તેમ નથી. જે લોકો આવું કરે છે, તેઓ સ્વયં પોતાને જ તબાહ કરી રહ્યા છે; અથવા તે એમ ફરમાવે છે કે - જુઓ, જાન-માલ અને સંતાનોના અસંતુલિત પ્રેમથી બચો, આ અજમાયશ છે; અથવા તે ઈમાનથી છલોછલ બોધ, નિશાનીઓ અને દલીલો સંભળાવે છે અને મનો-મસ્તિષ્કને શંકા-કુશંકાઓના રોગથી શુદ્ધ કરીને તૌહીદ (એકેશ્વરવાદ) અને કયામત (મહાપ્રલય પછી અલ્લાહ સમક્ષ ઊભા થવા)ની સ્પષ્ટ હકીકતોને તેમના હૃદયમાં દૃઢપણે જમાવવાની કોશિશ કરે છે. તે પહેલા પ્રકારની વર્ણન-શૈલી તે વખતે પ્રયુક્ત કરે છે, જ્યારે તેના સામે તે લોકો હોય છે, જેઓ ઇસ્લામને અંદરથી નષ્ટ કરવાના આશયથી તેના ઘરમાં દાખલ થઈ ગયા હોય છે. બીજા પ્રકારની ઉપદેશક શૈલી તે વખતે અપનાવે છે, જ્યારે તે જુએ છે કે જેમને સંબોધન કરવામાં આવી રહ્યું છે તેમને નિફાક (દંભ)ની બીમારીમાં સ્વાર્થપરાયણતાએ ગ્રસ્ત કરી રાખ્યા છે. ત્રીજા પ્રકારની સમજાવટભરી વર્ણન-શૈલી તે વખતે વાપરે છે, જ્યારે તેનું સંબોધન દીનના સિદ્ધાંતો અને મૂલ્યોને ઓળખી ન શકનાર વ્યવહારૂ મુનાફિકોની તરફ હોય છે.

# મુનાફિકોના પ્રકારો

## મુનાફિકોનું સૈદ્ધાંતિક વિભાજન :

આમ તો નિફાકના મૂળભૂત પ્રેરકો ત્રણ છે, અને નિફાક કાં તો આસ્થાનો હોય છે કે પછી અમલનો. તેથી ગણતરીની રીતે મુનાફિકોના સૈદ્ધાંતિક પ્રકારો છ હોવા જોઈએ. પરંતુ વસ્તુ-સ્થિતિ એ છે કે આ પ્રકારો માત્ર ચાર છે; કેમ કે આ પ્રેરકોમાંથી બે તો એવાં છે, જેનાથી વ્યવહારિક રીતે કેવળ એક જ પ્રકારના મુનાફિકો બને છે અને માત્ર એક પ્રેરક એવું છે, જેનાથી આસ્થા અને અમલી બંને પ્રકારના મુનાફિકો બને છે, જેમ કે આ પહેલાં દર્શાવવામાં આવ્યું છે. આ ચાર પ્રકારો નીચે મુજબ છે :

૧. **ઈસ્લામને અંદરથી તબાહ કરવાવાળા એ'તેકાદી (આસ્થા ધરાવનાર) મુનાફિકો :**

અર્થાત્ તે લોકો, જેમને ઇસ્લામથી વાસ્તવમાં કોઈ લગાવ ન હોય, બલ્કે તેઓ તેના ઈન્કાર કરવાવાળા અને કટ્ટર શત્રુ હોય, પરંતુ મુસ્લિમ હોવાનો ઢોંગ કરીને મુસલમાનોમાં એટલા માટે આવીને ઘૂસી ગયા હોય કે તેમના વિચાર મુજબ ઈસ્લામનો જડમૂળથી નાશ કરવાની આ એક સફળ રીત છે.

૨. **તકવાદી એ'તેકાદી મુનાફિકો :**

અર્થાત્ તે લોકો, જેઓ હકીકતમાં ઇસ્લામના પૂરેપૂરા ઈન્કાર કરવાવાળા અને વિરોધી હોય; પરંતુ કેવળ પોતાના ભૌતિક સ્વાર્થની સુરક્ષા માટે અથવા કેટલાક વધુ ભૌતિક લાભો મેળવવા માટે 'મુસલમાન' બન્યા હોય. ટૂંકમાં, આ જૂથની મુનાફિકતનો અસલી પ્રેરક ઇસ્લામની દુશ્મનાવટ અને તેને જડમૂળથી ઉખાડી નાખવાની ઇચ્છા નહિં, બલ્કે પોતાના અંગત ભૌતિક હિતોની બંદગી છે, જ્યારે કે પ્રથમ જૂથના નિફાકનો વાસ્તવિક પ્રેરક આનાથી વિપરીત પોતાના ભૌતિક હિતોની રક્ષા કે તેને પ્રાપ્ત કરવું નહીં, બલ્કે ઈસ્લામનું શોષણ કરવાની ઇચ્છા છે.

તેમ છતાં એ અનુમાન કરવું સાચું નહીં હોય કે આ સ્વાર્થી મુનાફિકોના દિલ ઈસ્લામના શોષણની ઇચ્છાની ચિંતા અને ઇચ્છાથી તદ્દન ખાલી હશે. સ્વાભાવિકપણે આ ઇચ્છા તેમના અંદર પણ હશે અને જરૂર હશે. અહીં પ્રશ્ન જે કંઈ છે, તે અસલ પ્રેરકનો છે. તે અસલી પ્રેરક, જે વાસ્તવમાં કોઈ માણસની વ્યવહારૂ નીતિ બનાવે છે અને શેષ ભાવનાઓ અને લાગણીઓ, જેના આધીન હોય છે અને તેની મરજી પછી જ પ્રગટ થાય છે.

૩. **શંકા-કુશંકામાં ગ્રસ્ત અમલી મુનાફિકો :**

અર્થાત્ તે લોકો, જેઓ હોય તો ઈસ્લામના વર્તુળની અંદર જ, પણ તૌહીદ, આખિરત, નુબૂવ્વત, ઇનામ અને સજા વગેરે દીનના સિદ્ધાંતોની આવશ્યક જાણકારીથી અનભિજ્ઞ હોય.

૪. **સ્વાર્થી અમલી મુનાફિકો :**

અર્થાત્ તે લોકો, જેઓ ઈસ્લામના વર્તુળની બહાર તો ન હોય, પણ તેમનો ઈસ્લામથી સંબંધ એટલો બોદો હોય કે જ્યારે ઈસ્લામના તકાદાઓ અને અંગત હિતોના તકાદાઓમાં ટકરાવ હોય ત્યારે આ સંબંધ તૂટી-ફૂટી જાય.

તદુપરાંત, આ સૈદ્ધાંતિક પ્રકારોના પણ ગૌણ પ્રકારો છે; કેમ કે નિફાકના પ્રેરકો એક જ રૂપ-સ્વરૂપવાળા મુનાફિકો નથી બનાવતા, એ જ પ્રમાણે ન તો એ'તેકાદી નિફાક હંમેશા કોઈ એક જ વ્યવહારૂ નીતિનું રૂપ ધારણ કરે છે, ન અમલ અને આચરણનો નિફાક કોઈ નિશ્ચિત ઢાંચામાં પ્રગટ થાય છે, બલ્કે આ રૂપો અને ઢાંચાઓ જુદા-જુદા પ્રકારના હોય છે, જેનું કુર્આનમાં વિગતવાર વિશ્લેષણ કરવામાં આવ્યું છે. નિફાકની હકીકત જાણવા અને તેનું રૂપ-સ્વરૂપ ઓળખવા માટે તે તમામના અલગ-અલગ રૂપો-સ્વરૂપો અને પ્રકારો જાણવા અત્યંત જરૂરી છે. તેથી આપણે અહીં ક્રમવાર આ ચારેય સૈદ્ધાંતિક પ્રકારોને લઈને તેમનાં ગૌણ પ્રકારોનો પણ સંક્ષિપ્તમાં ઉલ્લેખ કરીશું.

## —: પહેલો પ્રકાર :—

આ સૌથી ખતરનાક પ્રકારના મુનાફિકો છે; કેમ કે ઈસ્લામની તબાહી તેમના જીવનનું મિશન હોય છે, અને તે પણ કોઈ મજબૂરીને કારણે નહિં, બલ્કે એક પદ્ધતિસર સમજી-વિચારીને તૈયાર કરેલ યોજના હેઠળ તેઓ ઈસ્લામના ઘરમાં આવીને ઘૂસેલા હોય છે અને એવું ઇચ્છે છે કે અંદર જ ડાઇનામાઈટ બિછાવીને આખા ઘરને ધડામ દઈને ઉડાવી દે. તેમને તમે નિફાકના લશ્કરના જાંનિસાર સૈનિકોની ટુકડી કહી શકો છો.

કુર્આનના અવતરણ વખતે આવા મુનાફિકોના ત્રણ પ્રકારો હતા.

**૧. કુફ્ર અને ઈર્તિદાદ (ઈસ્લામથી ફરી જવું)ના કાવતરાખોર પ્રચારકો :**

એક જૂથ તો તે લોકોનું હતું, જે ઈસ્લામ સ્વીકારવાની જાહેરાત માત્ર એટલા માટે કરતા હતા કે તે પછી મુર્તદ થઈ જશે (ઈસ્લામથી ફરી જશે) અને મોઢું બગાડીને ઈસ્લામથી બહાર નીકળી આવશે, જેથી દુનિયાને અને સ્વયં મુસલમાનોને ઈસ્લામથી ઘૃણા કરતા કરી શકાય અને વિદ્રોહી બનાવી શકાય. તેમને કહી શકે કે ઈસ્લામના આંખે દેખાતા રંગ-રૂપ તો વાસ્તવમાં ખૂબ સુંદર છે, પણ અંદર જે કંઈ છે, બસ, જરાયે ન પૂછો ! કેવળ એટલું જાણી લો કે જો ઈસ્લામ સાચો ધર્મ હોત તો અમે તેનો સ્વીકાર કરીને છોડી કેમ દેતા ? આમ, આ વલણ આગળની હરોળમાં લડતાં ઈસ્લામના ખુલ્લા વિરોધીઓ (કુફ્રના ધ્વજવાહકો)ને પણ અત્યંત અસરકારક હથિયાર ઉપલબ્ધ કરાવવાની યુક્તિ હતી; કેમ કે તેઓ આ ઈસ્લામથી ફરી જવાના પ્રગટ બનાવોને લઈને ઈસ્લામના વિરુદ્ધ ખૂબ જબરજસ્ત પ્રચાર કરતા અને કહેતા કે ઈસ્લામનો બાહ્ય દેખાવ તો ખૂબ જ સંરસ છે, પણ અંદરના ભાગની હાલત એ જાણકાર લોકોને પૂછો, જેઓ ફરેબથી છેતરાઈને અંદર ગયા હતા, પણ ત્યાં રોકાઈ ન શક્યા અને ખરી હાલત જ્યારે ખુલી ગઈ તો વળતા પગે પાછા આવવા માટે મજબૂર થઈ ગયા. કુર્આન આ જૂથનો ઉલ્લેખ આ શબ્દોમાં કરે છે :

وَقَالَتْ طَّآئِفَةٌ مِّنْ أَهْلِ الْكِتٰبِ اٰمِنُوْا بِالَّذِيْٓ اُنْزِلَ
عَلَى الَّذِيْنَ اٰمَنُوْا وَجْهَ النَّهَارِ وَاكْفُرُوْٓا اٰخِرَهٗ لَعَلَّهُمْ يَرْجِعُوْنَ

''એહલે કિતાબ (ગ્રંથવાળાઓ)માંથી એક જૂથ પોતાના લોકોથી કહે છે કે મુસલમાનો પર જે કુર્આન ઉતર્યું છે, તેના પર સવારે ઈમાન લાવો અને સાંજે તેનો ઈન્કાર કરી દો, જેથી બીજા લોકો પણ (તમને જોઈને આ દીનથી) ફરી જાય.''

(સૂરઃ આલે ઈમરાન, આ. ૭૨)

ઈસ્લામની સામૂહિક શક્તિને તોડવા અને તેની ધાકને નાબૂદ કરવા માટે દુશ્મનોની આ કેટલી મોટી મનોવૈજ્ઞાનિક ચાલ હતી ? તેનું ખરું અનુમાન કરવા માટે એ વાત અનિવાર્યપણે દૃષ્ટિ સમક્ષ રહેવી જોઈએ કે કુફ્ર (ઈસ્લામનો વિરોધ) અને ઈર્તિદાદ (ઈસ્લામથી ફરી જવું)ના આ કાવતરાખોર પ્રચારકો મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ)માંથી નહોતા, બલ્કે એહલે કિતાબ (જેનમા ઉપર અગાઉ દિવ્ય ગ્રંથો અવતરિત થઈ ચૂક્યા

હતા તેઓ) હતા. જો તેઓ મુશ્‌રિકોમાંથી હોત તો તેમની આ યુક્તિનું કોઈ અસરકારક પરિણામ ભાગ્યે જ મળતું; કેમ કે તે વખતે એ અર્થઘટન કરી શકાતું હતું કે આ લોકો પેઢી દર પેઢીથી તૌહીદ (એકેશ્વરવાદ), આખિરત (પરલોક), નુબૂવત (ઈશદૂતત્વ) અને વહી (દિવ્ય પ્રકાશના)ની હકીકતથી અનભિજ્ઞ હતા, તેથી સરળતાથી તેમના મન કુર્આનની બુનિયાદી શિક્ષાઓને પચાવી ન શક્યા અને તેઓ વળતા પગલે પાછા ફરી ગયા. પરંતુ જ્યારે આ વળતા પગલે પાછા ફરી જનારા એહલે-કિતાબ હોય, અને મહદ્‌અંશે સંભવ છે કે એહલે-કિતાબના આલિમો (ધાર્મિક વિદ્વાનો) હોય, તો આ પ્રકારના અર્થઘટનની સંભાવના રહેતી નથી. કેમ કે આ તો તે લોકો છે, જેમના મર્મ અને ભેદથી વાકેફ હોવામાં કોઈ સંદેહ હોઈ શકતો નહોતો. તૌહીદ, આખિરત, નુબૂવ્વત, ટૂંકમાં, દીનની બધી જ હકીકતોની 'મઆરિફત' (આધ્યાત્મિક રહસ્યોદ્‌બોધ) તેમને બાળપણથી જ મળેલ હતી. તેથી આ લોકો જ્યારે ઈસ્લામના ઘરમાં દાખલ થયા પછી મોઢું બગાડીને બહાર નીકળી આવ્યા, તો તેનો અર્થ એના સિવાય બીજો કંઈ નહોતો કે ઈસ્લામ નિશ્ચિતપણે એક જૂઠો દીન છે ! એ વાત જુદી છે કે અલ્લાહની મહેરબાનીથી આ અનુમાન સાચું ન નીકળ્યું.

**૨. ઈસ્લામ વિરોધીઓના જાસૂસ :**

બીજો પ્રકાર એ મુનાફિકોનો હતો, જેઓ ઈસ્લામનો દાવો કરીને મુસલમાનોના સમૂહમાં એટલા માટે ઘૂસી ગયા હતા કે તેમના રાજકીય ઇરાદાઓ અને તેમની યોજનાઓની તાકમાં રહે અને પોતાની કોમને અથવા ઈસ્લામના અન્ય દુશ્મનોને તેનાથી માહિતગાર કરતા રહે. કુર્આનમાં તેમના જૂથની ઓળખ આ પ્રમાણે આપવામાં આવી છે :

سَمّٰعُوْنَ لِلْكَذِبِ سَمّٰعُوْنَ لِقَوْمٍ اٰخَرِيْنَ

"આ લોકો જૂઠ માટે કાન લગાવવાવાળા છે, તે બીજા લોકો માટે વાતો સાંભળવાવાળા છે જેઓ તમારા પાસે આવ્યા નથી." (સૂરઃ માઈદા, આ.૪૧)

અને તેમના પરસ્પર વેરઝેર અને ફાટફૂટ પડાવવાના કૃત્યો અને શંકા-કુશંકાઓ ઊભી કરવાના કાર્યોનું વર્ણન આ શબ્દોમાં કરવામાં આવ્યું છે :

وَيَقُوْلُوْنَ طَاعَةٌ فَاِذَا بَرَزُوْا مِنْ عِنْدِكَ بَيَّتَ طَآئِفَةٌ مِّنْهُمْ
غَيْرَ الَّذِىْ تَقُوْلُ

''જબાનથી તો આ લોકો કહે છે કે અમે આજ્ઞાપાલક છીએ, પણ જયારે તમારા પાસેથી ઊભા થઈને જાય છે, તો તેમનામાંથી એક જૂથ તમે જે કહ્યું હતું તેનાથી ઊલટું રાત્રે બીજું જ કંઈ કહે છે...'' (સૂરઃ નિસા, આ. ૮૧)

وَاِذَا جَآءَهُمۡ اَمۡرٌ مِّنَ الۡاَمۡنِ اَوِ الۡخَوۡفِ اَذَاعُوۡا بِهٖ ؕ

''...અને જયારે તેમના પાસે શાંતિ કે ભયના કોઈ સમાચાર આવે છે, તો તેને પ્રબંધકો અને વ્યવસ્થાપકોની પાસે રાજમાં રાખવાને બદલે તેને ફેલાવી દે છે.''

(સૂરઃ નિસા, આ. ૮૩)

اَلَمۡ تَرَ اِلَى الَّذِيۡنَ نُهُوۡا عَنِ النَّجۡوٰى ثُمَّ يَعُوۡدُوۡنَ لِمَا نُهُوۡا عَنۡهُ
وَيَتَنٰجَوۡنَ بِالۡاِثۡمِ وَالۡعُدۡوَانِ وَمَعۡصِيَتِ الرَّسُوۡلِ

''શું તમે એ લોકોને ન જોયાં, જેમને ગુસપુસ કરવાની મનાઈ કરી હતી ? પરંતુ તેમ છતાં તેઓ તેનાથી દૂર ન રહ્યા અને ગુના અને અતિરેક અને રસૂલની નાફરમાનીની વાતો કરતા રહ્યા.'' (સૂરઃ મુજાદલા, આ. ૮)

આમ તો જાસૂસ હોવાને કારણે તે લોકોની સાચી સફળતા એમાં જ હતી કે ક્યાંયથી પણ પોતાનું રહસ્ય જાહેર ન થવા દે અને આ પ્રકારની સાવધાની રાખવામાં તેઓ કંઈ બિનઅનુભવી પણ નહોતા, પરંતુ અંદરનો રંજ અને ઈર્ષ્યા તેમના માટે ખૂબ તકલીફદાયક હતી. જે દુશ્મન અને વિરોધી પોતાની દુશ્મનીની લાગણીઓને કોઈનેકોઈ રીતે પ્રગટ કરી દે છે, તેનું હૃદય છેવટે હલકું થઈ જાય છે. પરંતુ જાસૂસી અંગેની કડક સાવધાનીએ જે દુશ્મનના આચરણ અને કથનો પર પહેરો બેસાડી દીધો હોય, તે દુર્ભાગીને તો દિલની બળતરા ઓછી થાય તેવી આ તક પણ મળતી નથી. તેથી સ્વાભાવિકપણે આ જાસૂસ મુનાફિકોની છાતી એક એવી ભઠ્ઠી જેવી હતી, જેમાં ઈસ્લામથી નફરત અને ઘૃણાની આગ હંમેશા સળગતી રહેતી હતી. તેઓ મુસલમાનોની શ્રેષ્ઠતા અને ખુશહાલીને જોઈને ગુસ્સાથી પાગલ બની જતા અને તેમને મુસીબતોમાં ઘેરાયેલા જોઈને આત્મિક ખુશીનો અનુભવ કરતા. કુર્આન તેમના આ દ્વેષ અને અંટસના ઘૃણાસ્પદ ચહેરા પરથી આ રીતે પરદો ઊંચકે છે :

وَاِذَا لَقُوۡكُمۡ قَالُوۡۤا اٰمَنَّا ۖۚ وَاِذَا خَلَوۡا عَضُّوۡا عَلَيۡكُمُ الۡاَنَامِلَ مِنَ الۡغَيۡظِ ؕ ...
اِنۡ تَمۡسَسۡكُمۡ حَسَنَةٌ تَسُؤۡهُمۡ وَاِنۡ تُصِبۡكُمۡ سَيِّئَةٌ يَّفۡرَحُوۡا بِهَا ؕ

"જ્યારે આ લોકો તમને (મુસલમાનોને) મળે છે તો કહે છે કે અમે મોમિન છીએ અને જ્યારે અલગ થાય છે તો તમારા પર ગુસ્સાથી પોતાની આંગળીઓ ચાવી ખાય છે. જો તમારું કંઈ ભલું થાય છે તો આ લોકોને રંજ થાય છે અને જો તમને કોઈ તકલીફ પહોંચે છે તો તેમને ખૂબ ખુશી થાય છે." (આલે ઈમરાન, આ. ૧૧૯-૧૨૦)

### ૩. વિખવાદ અને વેરઝેર ઊભું કરનારા ધ્વજવાહકો :

ત્રીજો પ્રકાર એ લોકોનો છે જેઓ મિલ્લતે ઈસ્લામીયામાં માત્ર વિખવાદ અને વેરઝેર ઊભું કરવા અને બગાડ ફેલાવવા માટે ઘૂસી આવ્યા હતા. આ લોકો સામાન્ય રીતે સંગીન તકની જોતા રહેતા, અને જો મિલ્લતે ઈસ્લામીયાની એકતા ખૂબ જ મજબૂત સંબંધોથી બની હતી તો શેતાનના આ એજન્ટો પણ વિખવાદ અને વેરઝેર ઊભું કરવા માટેની સફળતમ્ યુક્તિઓનો ઉપયોગ કરતા, જે તેમનો 'શિક્ષક' આજ સુધી શોધી શક્યો છે; અર્થાત્ મઝહબી વિખવાદ અને વેરભાવના તેમજ વંશ અને વતનના મતભેદો ઊભા કરવાની યુક્તિઓ. તે જોતાં એક તરફ તો તેમણે એ કોશિશ કરી કે આ દીનને દીનના નામે જ અને 'દીન' દ્વારા જ તબાહ કરવામાં આવે. બૂરાઈને ભલાઈનો વેશ પહેરાવીને ભલાઈના માથા પર મારી દેવામાં આવે અને હળાહળ ઝેરને ઝેર ઉતારવાની દવાનો રંગ આપીને મિલ્લતે ઈસ્લામીના ગળામાં ઉતારી દેવામાં આવે.

બીજી તરફ તેમનો પ્રયત્ન એ હતો કે હિજરત કરનારાઓ અને અન્સાર (મદીનાના મુસ્લિમો) વચ્ચે વંશ, કોમ અને વતનના મતભેદો ઊભા કરી દે, અને તક મળતાં જ કબીલાઓના પૂર્વગ્રહોને ઉભારીને તેમને પરસ્પર ટકરાવી દે. તેઓ જાણતા હતા કે જો આ બંનેમાંથી કોઈ એક દાવ પણ સફળ થઈ ગયો તો પછી બીજું કંઈ કરવાની જરૂર નહીં રહે અને જે દા'વત એક આંધીની જેમ જમીન પર છવાતી જઈ રહી છે તે સ્વયં આ મતભેદોના તોફાનમાં ગૂમ થઈ જશે. નીચેના બે પ્રસંગોથી તેમનાં ઉપદ્રવ ઊભો કરવાના આ બંને પ્રકારોનું સાચું અનુમાન કરી શકાય છે :

(૧) આંહઝરત ﷺ એ જ્યારે કુફ્રથી છવાયેલા મક્કાથી નિરાશ થઈને મદીના તરફ હિજરત કરી, તો શરૂઆતમાં આપ ﷺ શહેરથી ત્રણ માઈલ દૂર કુબા નામે એક જગ્યાએ કેટલાક દિવસ રોકાઈ ગયા હતા. (ચાર દિવસ કે બે દિવસ રોકાણ કર્યું તેવા ઈતિહાસકારોના મતભેદો છે.) આ ગાળામાં નિયમિત અને જમાઅત સાથે નમાઝ અદા કરવા માટે આપ ﷺ એ પોતાના મુબારક હસ્તે એક મસ્જિદની બુનિયાદ નાખી, જે 'મસ્જિદે કુબા'ના નામથી પ્રસિદ્ધ થઈ. હિ. ૯ માં અબૂ આમિર રાહિબના

કહેવાથી મુનાફિકોએ તેના પાસે જ એક બીજી મસ્જિદ બનાવી અને વાત ફેલાવી દીધી કે કમજોર અને મજબૂર લોકો માટે, જેઓ વરસાદ કે રાતના અંધારામાં આ મસ્જિદ સુધી પહોંચી શકતા નથી, અમે તેમના માટે આ વ્યવસ્થા કરી છે, જેથી તેઓ સહેલાઈથી અહીં આવીને નમાઝ પઢી શકે. બાંધકામ પૂર્ણ થયા પછી આંહઝરત ﷺ થી આ મુનાફિકોએ વિનંતી કરી કે આપ બરકત માટે આનો શુભારંભ કરે, ત્યાર પછી અમે નમાઝ પઢીશું. આપ ﷺ તેમની આ ઇચ્છાનો સ્વીકાર કરે તે પહેલાં, અદશ્ય અને પરોક્ષને જાણવાવાળા અલ્લાહે આ બદઇરાદો ધરાવતા લોકોની આ ઘૃણાસ્પદ અને ખતરનાક ચાલના રહસ્યને ખુલ્લું કરીને સચેત કરી દીધા કે —

وَالَّذِيْنَ اتَّخَذُوْا مَسْجِدًا ضِرَارًا وَّكُفْرًا وَّتَفْرِيْقًا بَيْنَ الْمُؤْمِنِيْنَ وَاِرْصَادًا
لِّمَنْ حَارَبَ اللّٰهَ وَرَسُوْلَهٗ مِنْ قَبْلُ ۚ وَلَيَحْلِفُنَّ اِنْ اَرَدْنَاۤ اِلَّا الْحُسْنٰى ۚ
وَاللّٰهُ يَشْهَدُ اِنَّهُمْ لَكٰذِبُوْنَ ۝ لَا تَقُمْ فِيْهِ اَبَدًا ۚ

"અને (એક પ્રકારના મુનાફિકો એ પણ છે) જેમણે એ આશયથી એક મસ્જિદ બનાવી છે કે (મુસલમાનોને) નુકસાન પહોંચાડે અને અલ્લાહતઆલાની સાથે કુફ્ર કરે અને મુસલમાનોમાં વિખવાદ ઊભો કરી દે, અને તે લોકો માટે ગુપ્ત સ્થાન ઉપલબ્ધ કરાવે, જેઓ અગાઉ અલ્લાહ અને તેના રસૂલથી લડાઈ કરી ચૂક્યા છે.

(મસ્જિદનું નિર્માણ તો આ નિયતથી કરવામાં આવ્યું છે, પણ જ્યારે પૂછવામાં આવશે તો) સોગંદ ખાઈને કહેશે કે નેકી સિવાય અમારા ઇરાદાઓમાં બીજી કોઈ વસ્તુ નથી. પરંતુ અલ્લાહ સાક્ષી આપે છે કે આ લોકો જૂઠા છે (બસ, હે પયગંબર!) તમે આ મસ્જિદમાં કદાપિ નમાઝ ન પઢો." (સૂરઃ તૌબા, આ. ૧૦૭-૧૦૮)

(૨) ગઝવએ બની મુશ્તલક વખતે એક અન્સાર અને એક મુહાજિર વચ્ચે સામાન્ય વાત પર ઝઘડો થઈ ગયો હતો. મુનાફિકોના સરદાર અબ્દુલ્લાહ બિન ઉબ્બીએ આ ઉત્તમ તકનો લાભ ઉઠાવીને અન્સારને તેમની પોતાની વંશીય અને કોમી શ્રેષ્ઠતાઓ યાદ દેવડાવી અને કહ્યું કે આ વિદેશીઓ હવે તમારી ઇજ્જત અને ગૌરવને પણ પાયમાલ કરવા લાગ્યા છે, કાલ સુધી તો તમારી કૃપા અને મહેરબાની પર જીવી રહ્યા હતા, આજે તમારા મોઢે લાગી રહ્યા છે; બલ્કે સ્વયં અપમાનિત અને અધમ હોવા છતાં, ઊલ્ટાં તમને જ અધમ અને અપમાનિત સમજી રહ્યા છે. આ તો એવું જ છે કે - سَمِّنْ كَلْبَكَ يَأْكُلْكَ (પોતાના કૂતરાને ખવડાવી-પીવડાવીને ખૂબ તાજોમાજો કરો, જેથી તે તમને જ કરડે.) અલ્લાહતઆલાએ મિલ્લતમાં

વિભેદ અને વિખવાદના અપેક્ષિત ફિત્નાઓથી લોકોને તરત જ સચેત કર્યા અને ઇજ્જત અને અપમાનની અજ્ઞાનતાપૂર્ણ ધારણાઓને રદ કરતાં ફરમાવ્યું :

يَقُولُونَ لَئِن رَّجَعْنَا إِلَى الْمَدِينَةِ لَيُخْرِجَنَّ الْأَعَزُّ مِنْهَا الْأَذَلَّ
وَلِلَّهِ الْعِزَّةُ وَلِرَسُولِهِ وَلِلْمُؤْمِنِينَ وَلَٰكِنَّ الْمُنَافِقِينَ لَا يَعْلَمُونَ

''આ મુનાફિકો કહે છે કે – જો આપણે મદીના પરત ફરીએ તો ઇજ્જતવાળાં (અર્થાત્ મદીનાવાસીઓ) અપમાનિત લોકો (અર્થાત્ આંહઝરત ﷺ અને મુહાજિરો)ને ત્યાંથી કાઢી મૂકશે. જો કે ખરી ઇજ્જત તો અલ્લાહ માટે જ છે અને તેના રસૂલ માટે છે અને મોમિનો માટે, પરંતુ આ મુનાફિકો જાણતા નથી.''

(સૂરઃ મુનાફિકૂન, આ. ૮)

પહેલા પ્રકારના મુનાફિકોના આ જ ગૌણ પ્રકારો હતા. પરંતુ ત્રણ 'પ્રકાર'ના શબ્દથી એમ ન સમજવું જોઈએ કે તેમના વચ્ચે અનિવાર્યપણે કોઈ અંતર હતું, અને કોઈ મુનાફિકનું કોઈ એક પ્રકારના હોવાનો અર્થ એ છે કે તેનો બાકી રહેલા બે પ્રકારનાં કામો અને તેના આશયથી કોઈ સંબંધ નહોતો. તેનાથી વિપરીત, ત્રણ પ્રકારના વિભાજનનો અર્થ કેવળ એ છે કે આ મુનાફિકોની વ્યવહારૂ દુષ્ટતાઓના મૂળ મુદ્દાઓ સામે આવી જાય, નહિં તો વ્યવહારૂ રીતે એ તો સંભવ છે જ કે એક મુનાફિક એકી સાથે બે પ્રકારમાં સામેલ હોય અને કોઈ પહોંચેલો મુનાફિક ત્રણેય પ્રકારના કાર્યો કરતો હોય; કેમ કે આ ત્રણેય જૂથોનો કાર્ય-પ્રેરક, દૃષ્ટિકોણ અને તેમના જીવનનો હેતુ એક જ હતો, તેથી તેમના સામાન્ય આચરણમાં ઊંડી સમાનતા હોવી અનિવાર્ય છે, અને આપણા-સૌ માટે એ નક્કી કરવું આસાન નથી કે કયો મુનાફિક કયા ખાસ કાર્ય માટે 'મુસલમાન' બન્યો હતો.

## —: બીજો પ્રકાર :—

હવે તે એ'તેકાદી (આસ્થાકીય) મુનાફિકોને લઈએ, જેમણે ઇસ્લામનો સ્વાંગ માત્ર પોતાના ભૌતિક લાભો માટે સજ્યો હતો. તેમના ખુલ્લા પ્રકારો ચાર હતા :

### ૧. ઇસ્લામની શાનો-શૌકતનો કલ્મો પઢનારાઓ :

એક મોટું જૂથ એવા મુનાફિકોનું હતું, જેમણે ઇસ્લામનો નહિં, બલ્કે ઇસ્લામના ગૌરવ અને દબદબાનો કલ્મો પઢ્યો હતો; અર્થાત્ જેઓ હતા તો કટ્ટર કાફિર, પણ

કાયર હતા તેથી ઇસ્લામનું વધતું જતું આધિપત્ય અને વર્ચસ્વ અને મુસલમાનોની રોજ-બરોજ વધતી જતી શક્તિથી ડરીને-ગભરાઈને લાચારીવશ ઇસ્લામનો સ્વીકાર કર્યો હતો; જેમ કે કુર્આન ફરમાવે છે :

وَيَحْلِفُونَ بِاللَّهِ إِنَّهُمْ لَمِنكُمْ وَمَا هُم مِّنكُمْ وَلَٰكِنَّهُمْ قَوْمٌ يَفْرَقُونَ ۝

"અને આ (મુનાફિકો) અલ્લાહના સોગંદ ખાઈ-ખાઈને કહે છે કે - સાચે જ અમે તમારામાંથી (મુસલમાનોમાંથી) છીએ (અર્થાત્ તમારા જૂથના માણસો છીએ), જો કે તેઓ તમારામાંથી નથી, બલ્કે આ તો ભયના માર્યા ગભરાયેલાં લોકો છે."

(સૂરઃ તૌબા, આ. ૫૬)

અર્થાત્ જે વસ્તુ તેમને અંદરથી પોતાની 'ઇસ્લામિયત'નો સ્વીકાર કરાવી રહી છે, તે કોઈ વિશ્વાસ અને ઈમાનની ભાવના નથી, બલ્કે તેમની તે કાયરતા છે, જે તેમને ઇસ્લામની શાનો-શૌકતથી ભયભીત કરી રહી છે અને તેથી તેઓ તદ્દન મજબૂર છે કે પોતાના ઈમાનનો અને ઇસ્લામી મિલ્લત સાથે સંલગ્નતાનો જૂઠો એકરાર કરે; કેમ કે તેમને ભય છે કે ઇસ્લામનું આ ઉછાળા મારતું અપાર વહેણ, જે ઇસ્લામનો ઇન્કાર કરવાવાળાં તમામ લોકોને નિઃસહાય કરી રહ્યું છે, એક દિવસે તેમને પણ પોતાનું લક્ષ્ય બનાવી લેશે. તેનું જ પરિણામ હતું કે જ્યારે પણ તેમને ઇસ્લામી સત્તાની પકડથી નીકળવાની કોઈ તક દેખાતી, તરત જ તેઓ ઇસ્લામિયતની દેખાવ પૂરતી આભા પણ પોતાની ગરદનથી ઉતારી ફેંકતા. તેથી ઉપરોક્ત આયત પછી તરત જ વર્ણન છે કે :

لَوْ يَجِدُونَ مَلْجَأً أَوْ مَغَارَاتٍ أَوْ مُدَّخَلًا لَّوَلَّوْا إِلَيْهِ وَهُمْ يَجْمَحُونَ

"(જેઓ પોતાની જીભથી આમન્ના-સદ્દકના - અમે ઈમાન લાવ્યા અને સાચું માન્યું - કહે રાખે છે, તેવા કાયર મુનાફિકોની હાલત એ છે કે) જો કોઈ આશ્રય-સ્થાન મળી જાય કે છૂપા રહેવાને લાયક કોઈ ગુફા કે સંતાવાની કોઈ બીજી જગ્યા તેમને મળી જાય તો ઉદ્દંડ અને નાફરમાન બનીને તેના તરફ દોડી પડે." (સૂરઃ તૌબા, આ.૫૭)

તેનાથી ફલિત થાય છે કે આ ઇસ્લામ જેનો આ દુષ્પ્રકૃતિ ધરાવતા મુનાફિકો એકરાર કર્યા કરતા હતા, ગરજ અને મજબૂરીનો ઇસ્લામ હતો, સત્યના સ્વીકાર અને આત્મિક-સંતોષનો ઇસ્લામ નહોતો. કુર્આન-હકીમ એક જગ્યાએ તેનાથી પણ વધુ સ્પષ્ટ શબ્દોમાં કહે છે :

قَالَتِ الْاَعْرَابُ اٰمَنَّا ؕ قُلْ لَّمْ تُؤْمِنُوْا وَلٰكِنْ قُوْلُوْۤا اَسْلَمْنَا وَلَمَّا يَدْخُلِ الْاِيْمَانُ فِيْ قُلُوْبِكُمْ ؕ

''બદુઓ કહે છે કે – અમે ઈમાન લાવ્યા. હે પયગંબર ! તેમને કહો કે તમે ઈમાન નથી લાવ્યા (બસ, એમ નહીં) બલ્કે એમ કહો કે અમે મુસલમાન (અર્થાત્ દેખાવમાં આજ્ઞાંકિત) થઈ ગયા છીએ. ઈમાન તો હજુ સુધી તમારા હૃદયમાં પસાર સુદ્ધાં નથી થયું.'' (સૂરઃ હુજુરાત, આ. ૧૪)

ટૂંકમાં, તેમના ઈમાનનું ખરું કારણ તેમની કાયરતા હતી. દિલ તો કુર્આનની સચ્ચાઈનો ઇન્કાર કરનારા હતા. પરંતુ તાકાતના ડરથી તેમની જબાન તેની સચ્ચાઈનો વારંવાર એકરાર કરતી રહેતી હતી. પરંતુ તેમની 'સચ્ચાઈપસંદી'ના અમલી દેખાવો ક્યાં સુધી આ રહસ્યને રહસ્ય રહેવા દઈ શકતા હતા ? તેમના સમગ્ર જીવનનો નકશો જ સ્વયં આ રહસ્યભેદુઓનો સૌથી મોટો રહસ્યોદ્ઘાટક હતો. તેમનો વિચારવાનો ઢંગ, તેમની વાતચીતની શૈલી, તેમની કામ કરવાની રીત, ટૂંકમાં બધું જ તેમના જૂઠા દાવાના ઇન્કારમાં સાક્ષીઓ હતા. જ્યાં સુધી વિચારવાનો સંબંધ છે, તો એક નિષ્ઠાવાન મુસલમાનની વિચારવાની રીત તો એ હોય છે કે તે ઈમાનને દુનિયાની સૌથી મોટી કૃપા સમજે છે અને તે સાધનો અને માધ્યમોનો અનહદ આભારી હોય છે, જેનાથી તેને આ અમૂલ્ય બક્ષિસ મળી છે. પરંતુ આ 'આડંબરી મુસલમાનો'ની સ્થિતિ એ હતી કે તેઓ ઊલ્ટા મુસલમાનો પર જ, ત્યાં સુધી કે સ્વયં નબી ﷺ સુદ્ધાં પર ઉપકાર જતાવતા હતા અને કહેતા હતા કે અમે મુસલમાન બનીને તમારા જૂથને મજબૂતી બક્ષી છે અને તેની સંખ્યા વધારી છે :

يَمُنُّوْنَ عَلَيْكَ اَنْ اَسْلَمُوْا

''મુનાફિકો તમારા પર પોતાના ઇસ્લામ લાવવાનો ઉપકાર રાખે છે.''

(સૂરઃ હુજુરાત, આ. ૧૭)

જ્યારે કે જો તેઓ ખરેખર મુસલમાન હોત અને ઈમાનની કૃપાની કદર કરનારાં હોત તો ઊલ્ટા તેઓ સ્વયં રસૂલુલ્લાહ ﷺ ના કૃતજ્ઞ હોત.

ઉપરાંત, આ વિચારવાની ઢબનું પરિણામ એ હતું કે પ્રથમોલ્લેખિત મુનાફિકોની જેમ આ લોકો પણ અંદરો-અંદર મુસલમાનોના ખૂબ દુષ્ચિંતકો હતા. તેમની ખુશહાલી તેમને કદી પણ ગમી નહોતી. તેમને અવિરત આગળ વધતા જોઈને તેમના કાળજાઓ પર સાપ આળોટવા લાગતો, અને દિવસ-રાત એ તમન્નામાં રહેતા કે કદાચ ! રોજગારમાં પરિવર્તનની કોઈ લહેર આવે અને આ મુસલમાનોને જડ-મૂળથી ઉખાડીને ફેંકી દે,

જેથી અમે તેમની કડક પકડના જોખમથી નિશ્ચિંત થઈને આઝાદીનો શ્વાસ લઈ શકીએ. કુર્આનમાં આવા મુનાફિકોની આ અંતરમનની કેફિયતનો ઘણે ઠેકાણે ઉલ્લેખ છે. સૂરઃ તૌબામાં છે કે :–

إِن تُصِبْكَ حَسَنَةٌ تَسُؤْهُمْ ۖ وَإِن تُصِبْكَ مُصِيبَةٌ يَقُولُوا قَدْ أَخَذْنَا أَمْرَنَا مِن قَبْلُ وَيَتَوَلَّوا وَّهُمْ فَرِحُونَ ۝ .... قُلْ هَلْ تَرَبَّصُونَ بِنَا إِلَّا إِحْدَى الْحُسْنَيَيْنِ ۖ

"તમારું ભલું થાય છે તો આ લોકોને (મુનાફિકોને) ઈર્ષ્યા થાય છે અને ક્યારેક તમારા પર મુસીબત આવે છે તો (કોઈ સામુદાયિક હમદર્દી તો જરાય નથી થતી) બલ્કે ઊલ્ટું એવું કહેવા લાગે છે કે (આને કારણે જ) અમે તો અગાઉથી જ અમારા મામલાને (ઠીકઠાક) કરી લીધો હતો, અને હરખાતા-હરખાતા ચાલ્યા જાય છે. હે પયગંબર ! આ (દૃષ્ટિહીન) લોકોને કહી દો કે તમે અમારા મામલામાં બે ભલાઈઓમાંથી જ કોઈ એકની જ રાહ જુઓ છો. (સૂરઃ તૌબા, આ. ૫૦-૫૨)

'બે ભલાઈઓમાંથી કોઈ એકની રાહ જુઓ છો' થી તાત્પર્ય એ છે કે આ મુનાફિકો એની રાહ જોઈ રહ્યા હતા કે જોઈએ તો ખરા, મુસલમાનો લડાઈઓમાં વિજયી થાય છે કે નહીં કે પછી હારી જાય છે. અલ્લાહત્આલા મુસલમાનોને સાંત્વના આપે છે કે આ મુનાફિકોને સમજાવી દો કે અમારા માટે તો વિજયમાં પણ ભલાઈ છે અને પરાજયમાં પણ. ગમે તે સ્વરૂપમાં પણ અમે સફળતા અને સૌભાગ્યથી વંચિત નથી થઈ શકતા. જો માર્યા ગયા તો શહાદતની અનંત જિંદગી નસીબ થશે, જે સૌભાગ્યની અંતિમ મંજિલ છે. જો 'મુઝફ્ફર' (વિજેતા) અને મન્સૂર (અલ્લાહની મદદના હકદાર) બનીને પરત ફર્યા તો ગાઝી (ધર્મયોદ્ધા) અને મુજાહિદ ફી સબીલિલ્લાહ (અલ્લાહની રાહના યોદ્ધા) હોઈશું, જેના પછી આગળ સન્માન અને શ્રેષ્ઠતાનું બીજું કોઈ સ્થાન નથી; તો પછી અમને અફસોસ શાનો ? તમે અમારા હકમાં જે વસ્તુની પણ તમન્ના રાખશો, એ જ અમારા માટે સૌભાગ્યનું કારણ છે. દુઃખ હોય તો તમને થાય, કે તમારા માટે દરેક બાજુથી પતન અને વિનાશ અને દુર્ભાગ્યની આગ તૈયાર છે :

وَنَحْنُ نَتَرَبَّصُ بِكُمْ أَن يُصِيبَكُمُ اللَّهُ بِعَذَابٍ مِّنْ عِندِهِ أَوْ بِأَيْدِينَا

"...અને અમે તમારા મામલામાં જે વસ્તુની પ્રતીક્ષા કરી રહ્યા છીએ તે એ

છે કે અલ્લાહ સ્વયં તમને સજા આપે છે અથવા અમારા હાથે અપાવડાવે છે.''

(સૂરઃ તૌબા, આ. ૫૨)

આ નિફાકના મેધાવી લોકો મુસલમાનો માટે રાહ તો વિજય અને પરાજય એમ બંને વાતની જોઈ રહ્યા હતા કે જોઈએ તો ખરા કે તેમનો અંજામ શું આવે છે, પરંતુ કુફ્રનો બાહ્ય ઠાઠમાઠ જોઈને તેમને એવું લાગતું હતું કે મુસલમાનો જ લડાઈમાં હારશે અને એ જ આશંકાથી કે એવું ન બને કે આ પરાજયના ખરાબ પરિણામો અમને પણ ભોગવવા પડે, તેઓ જિહાદની પોકાર સાંભળીને વિભિન્ન બહાનાઓ ઘડતા રહેતા હતા; જેમ કે અલ્લાહતઆલા ફરમાવે છે :

سَيَقُولُ لَكَ الْمُخَلَّفُونَ مِنَ الْأَعْرَابِ شَغَلَتْنَا أَمْوَالُنَا وَأَهْلُونَا فَاسْتَغْفِرْ لَنَا ۚ
يَقُولُونَ بِأَلْسِنَتِهِم مَّا لَيْسَ فِي قُلُوبِهِمْ ۚ .... بَلْ ظَنَنتُمْ أَن لَّن يَنقَلِبَ الرَّسُولُ
وَالْمُؤْمِنُونَ إِلَىٰ أَهْلِيهِمْ أَبَدًا

''હે પયગંબર ! (હુદૈબિયાના સફરથી) પાછળ રહી જનારાં બદ્દુ આરબો (હવે જ્યારે કે તમે જીવતા અને સલામત પાછા આવી ગયા છો ત્યારે) તમને કહેશે કે (અફસોસ, અમે મજબૂરીને કારણે ન જઈ શક્યા) અમને અમારા ધનદોલત અને અમારા કુટુંબીજનોએ ફસાવી રાખ્યા હતા, તેથી અમારા માટે અલ્લાહથી મગફિરતની દુઆ કરો. આ લોકો પોતાની જબાનોથી તે વાતો કહે છે, જે વાસ્તવમાં તેમના દિલોમાં નથી. (આ પામર અને નાલાયકોને) કહી દો કે (ખોટું બોલો છો) બલ્કે (તમે ડરના માર્યા પાછળ રહ્યા)... તમારું માનવું હતું કે પયગંબર અને મુસલમાનો (આ લડાઈમાં માર્યા જશે અને) પોતાના કુટુંબીજનોમાં કદાપિ પાછા નહીં ફરે.'' (સૂરઃ ફત્હ, આ.૧૧-૧૨)

કુર્આનના અન્ય વિવરણોથી ખ્યાલ આવે છે કે મુસલમાનો વિશે તેઓ તે અંગે કેવળ ચોક્કસ અનુમાન જ નહોતા રાખતા, બલ્કે દિલમાં પ્રાર્થનાઓ પણ કરતા રહેતા હતા કે કોઈપણ રીતે આ લોકો રણભૂમિમાં જ ખપી જાય અને અમારા માથાઓ પરથી બલા ટળે. સૂરઃ તૌબામાં છે :

وَمِنَ الْأَعْرَابِ مَن يَتَّخِذُ مَا يُنفِقُ مَغْرَمًا وَيَتَرَبَّصُ بِكُمُ الدَّوَائِرَ ۚ

''અને મોટાભાગના બદ્દુ આરબો એવા છે જેઓ (આમ તો જબાનથી બાહ્ય ઈમાન લાવી ચૂક્યા છે, પણ) અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવાને મફતમાં દંડ સમજે છે

અને તમારા મુસલમાનોના અંગે અવકાશી કાળચક્ર ફરે તેની રાહ જુએ છે.''

(સૂરઃ તૌબા, આ. ૯૮)

તેમને પોતાની આ મનોકામના પૂરી થવાની કેટલી ચિંતા હતી ? અને તેનું અનુમાન એ વાતથી કરો કે તેઓ મિલ્લતની મદદ કરવાથી માત્ર પોતાનો જ હાથ રોકવા પર સંતોષ નહોતા કરતા, બલ્કે બીજાઓને પણ રોકતા હતા, જેથી મદદના તમામ દરવાજાઓ બંધ થઈ જાય અને મુસલમાનોને દરેક રીતે કમજોર અને નિઃસહાય કરી દેવામાં આવે :

هُمُ الَّذِيْنَ يَقُوْلُوْنَ لَا تُنْفِقُوْا عَلٰى مَنْ عِنْدَ رَسُوْلِ اللّٰهِ حَتّٰى يَنْفَضُّوْا

''આ જ લોકો (અર્થાત્ આ જ મુનાફિકો) તો છે જેઓ લોકોને કહ્યા કરે છે કે અલ્લાહના રસૂલના સાથીઓ પર કંઈપણ ખર્ચ ન કરો, ત્યાં સુધી કે (છેવટે આ રીતે ગરીબીથી તંગ આવીને જાતે જ) આમ-તેમ વિખેરાઈ જાય.''

(સૂરઃ મુનાફિકૂન, આ. ૭)

એ જ પ્રમાણે ઈસ્લામ કાજે જાનની કુરબાની આપવાથી પણ આ મુનાફિકો લોકોને દૂર રાખતા હતા, બલ્કે ક્યારેક તો આ આશયથી અત્યંત ખતરનાક મનોવૈજ્ઞાનિક ચાલો પણ ચાલતાં; અર્થાત્ શરૂઆતમાં મુસલમાનોની સાથે મળીને યુદ્ધના મેદાનમાં જતાં અને જ્યારે યુદ્ધની આગ ભડકી ઉઠતી ત્યારે ધીમેથી પોતે પણ પાછળ ખસી જતા અને બીજાઓને પણ ભાગી જવાનું પ્રોત્સાહન આપતા, જેથી મુસલમાનોની હિંમત તૂટી જાય અને દુશ્મનનો જુસ્સો વધારીને તેમને મોતને ઘાટ ઉતારી દે. ગઝવએ ઉહદ, ગઝવએ અહઝાબ, ગઝવએ તબૂક વગેરેમાં આવી જ ધૃષ્ટતાનું તેમણે પ્રદર્શન કર્યું હતું. તબૂક વિશે કુર્આન કહે છે કે :-

فَرِحَ الْمُخَلَّفُوْنَ بِمَقْعَدِهِمْ خِلٰفَ رَسُوْلِ اللّٰهِ وَكَرِهُوْٓا اَنْ يُّجَاهِدُوْا
بِاَمْوَالِهِمْ وَاَنْفُسِهِمْ فِىْ سَبِيْلِ اللّٰهِ وَقَالُوْا لَا تَنْفِرُوْا فِى الْحَرِّ

''જે લોકો (પોતાના હઠાગ્રહને લઈને લડાઈથી) પાછળ છોડી દેવામાં આવ્યા હતા, તેઓ રસૂલુલ્લાહની મરજીના વિરુદ્ધ લડાઈથી બેસી રહેવા પર ખૂબ ખુશ હતા અને અલ્લાહના માર્ગમાં પોતાના માલ અને પોતાની જાનની સાથે જિહાદ કરવાનું

તેમને ગમ્યું નહીં અને બીજાઓને પણ કહેવા લાગ્યા કે (આવી સખત ગરમીમાં) પોતાના ઘરેથી ન નીકળજો." (સૂરઃ તૌબા, આ. ૮૧)

## ૨. બે મોઢાંના મુનાફિકો :

સ્વાર્થી તત્ત્વોનું બીજું જૂથ તે લોકો પર આધારિત હતું, જેઓ જો ઈસ્લામની જાહેરાતમાં જૂઠા હતા, તો કુફ્રથી પણ તેમને નિષ્ઠા નહોતી; બલ્કે 'નજીબુત્-તરફૈન' (માતા-પિતા બંને તરફથી કુલીન-ઉચ્ચ કુળનાં, અર્થાત્ ઈસ્લામ અને કુફ્ર બંનેથી ઉત્તમ) મુનાફિકો હતા. આ તે લોકો હતા, જેમનો એકસો ટકા મા'બૂદ (ખુદા) તેમનો દુનિયાનો ફાયદો હતો. પહેલા પ્રકારના મુનાફિકોથી વિપરીત, જો કે સ્વાર્થી તો તેઓ પણ હતા, પરંતુ એટલા નહીં કે પોતાના ફાયદા માટે તેઓ પોતાની કોમ અને પોતાના મઝહબના હિતોને જરાય ધ્યાનમાં જ ન લે, બલ્કે તેમને પોતાના મઝહબી અને કોમી હિતોથી પણ ઊંડો સંબંધ હતો અને તેમની સેવા અને ભલાઈની કોઈ તકને તેઓ હાથથી જવા દેતા નહોતા. તેમનો આશય માત્ર એ હતો કે ઈસ્લામી મૂલ્યોથી પોતાના હિતોને બચાવી લે. પરંતુ આ બીજું જૂથ સ્વાર્થ અને તકવાદિતાની એ વચ્ચેની મંજિલથી ખૂબ જ આગળ, બલ્કે તેની અંતિમ મંજિલ પર હતું કે તેમને પહેલે અને છેલ્લે બસ, પોતાના જ ફાયદાની ચિંતા હતી. તેઓ પ્રત્યેક તે સંબંધથી દૂર રહેતા હતા, જે તેમને માટે કોઈ જાની કે માલી (શારીરિક કે આર્થિક) જોખમનું કારણ હોય; ચાહે તે સંબંધ સત્યનો હોય કે અસત્યનો. આ તકસાધુ અને અવસરવાદીઓનું જૂથ હતું, જેમને સત્ય અને અસત્યના સંઘર્ષથી કોઈ રુચિ નહોતી, બલ્કે જે કંઈ ચિંતા હતી તો તે પોતાના અંગત લાભની હતી, જેના માટે તેઓ મુસલમાનોથી પણ હળીમળીને રહેવા માગતા હતા અને કાફિરોથી પણ; જેથી કુફ્ર અને ઈસ્લામની લડાઈના ઉતાર-ચઢાવમાં ઊંટ જે કરવટ બેસે, ત્યાં તેઓ પણ આસાનીથી ઊભેલા નજરે પડે, અને જ્યારે આ લડાઈ ચાલુ હોય, તો બંને પક્ષકારો વચ્ચે તેઓ સલામત રહે. આ જ તે લોકો હતા, જેમનો આ આયત પરિચય કરાવી રહી છે :

سَتَجِدُوْنَ اٰخَرِيْنَ يُرِيْدُوْنَ اَنْ يَّاْمَنُوْكُمْ وَيَاْمَنُوْا قَوْمَهُمْ

"કેટલાક બીજા પ્રકારના લોકો તમને એવા પણ મળશે, જેઓ ઈચ્છે છે કે તમારા તરફથી પણ સલામત રહે અને પોતાની કોમ તરફથી પણ."

(સૂરઃ નિસા, આ. ૯૧)

આ લોકો પોતાની ગંદી અને પાપી નીતિને કેવી રીતે નિભાવે છે, તેની સ્થિતિ પણ સાંભળો :

وَمِنَ النَّاسِ مَنْ يَّقُوْلُ اٰمَنَّا بِاللّٰهِ وَ بِالْيَوْمِ الْاٰخِرِ وَمَا هُمْ بِمُؤْمِنِيْنَ ۝
يُخٰدِعُوْنَ اللّٰهَ وَالَّذِيْنَ اٰمَنُوْا ۚ وَمَا يَخْدَعُوْنَ اِلَّآ اَنْفُسَهُمْ وَمَا يَشْعُرُوْنَ ۝ .....
وَاِذَا قِيْلَ لَهُمْ لَا تُفْسِدُوْا فِى الْاَرْضِ ۙ قَالُوْٓا اِنَّمَا نَحْنُ مُصْلِحُوْنَ ۝ اَلَآ
اِنَّهُمْ هُمُ الْمُفْسِدُوْنَ وَلٰكِنْ لَّا يَشْعُرُوْنَ ۝ وَاِذَا قِيْلَ لَهُمْ اٰمِنُوْا كَمَآ اٰمَنَ
النَّاسُ قَالُوْٓا اَنُؤْمِنُ كَمَآ اٰمَنَ السُّفَهَآءُ ۗ اَلَآ اِنَّهُمْ هُمُ السُّفَهَآءُ وَلٰكِنْ
لَّا يَعْلَمُوْنَ ۝ وَاِذَا لَقُوا الَّذِيْنَ اٰمَنُوْا قَالُوْٓا اٰمَنَّا ۚ وَاِذَا خَلَوْا اِلٰى شَيٰطِيْنِهِمْ ۙ
قَالُوْٓا اِنَّا مَعَكُمْ ۙ اِنَّمَا نَحْنُ مُسْتَهْزِءُوْنَ ۝

''અને કેટલાક લોકો એવા પણ છે, જેઓ જબાનથી કહે છે કે 'અમે અલ્લાહ અને આખિરતના દિવસ પર ઈમાન લાવ્યા' જો કે તેઓ હૃદયથી મોમિન નથી. (કેવળ પોતાના હિત ખાતર આવું કહીને) તેઓ અલ્લાહને અને ઈમાનવાળાઓને ધોકો આપવા માગે છે; જો કે વાસ્તવમાં તેઓ આ રીતે સ્વયં પોતાને જ ધોકો આપી રહ્યા છે, જેનું તેમને ભાન નથી; અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે (ઇસ્લામનું સંપૂર્ણપણે પાલન કરો અને) જમીન પર બગાડ અને ઉપદ્રવ પેદા ન કરો, તો કહે છે કે 'અમે તો સુધારણા કરવાવાળા છીએ.' યાદ રાખો ! આ જ લોકો વાસ્તવમાં ઉપદ્રવીઓ અને બગાડ પેદા કરનારાં છે, જેઓ એક તરફી ચોખ્ખું વલણ નથી અપનાવતા, પરંતુ તેઓ આ હકીકતને સમજતા નથી, અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે (આ કપટને છોડીને) એ જ રીતે ઈમાન લાવો, જે રીતે બીજા મુસલમાનો ઈમાન લાવ્યા છે, તો કહે છે કે શું અમે પણ એવા મોમિન બની જઈએ જેવા મોમિન આ મૂર્ખ લોકો છે ? પરંતુ યાદ રાખો ! ખરેખર મૂર્ખ આ જ લોકો છે, પરંતુ આ રહસ્યને આ લોકો જાણતા નથી, અને જ્યારે મુસલમાનોને આ લોકો મળે છે તો કહે છે કે અમે પણ મોમિન છીએ અને જ્યારે એકાંતમાં પોતાના શેતાનોને મળે છે તો કહે છે કે અમે તમારા સાથે છીએ. અમે તો આમ જ મુસલમાનોથી મજાક કરી રહ્યા છીએ (અને તેમને મૂર્ખ બનાવી રહ્યા છીએ).''

(સૂરઃ બકરહ, આ. ૮-૯-૧૧-૧૪)

આ શબ્દો તેમની સ્વાર્થપૂર્ણ વિચારસરણીની પૂરેપૂરી સ્પષ્ટતા કરી દે છે; વિશેષતઃ એ શબ્દો કે 'પરંતુ આ રહસ્યને આ લોકો જાણતા નથી' તેમના દંભી વલણની ખાસ શૈલી પર એક સર્વગ્રાહી વિશ્લેષણ છે. આ શબ્દો દર્શાવે છે કે તેઓ પોતાના વલણને વાસ્તવિક અર્થમાં ખૂબ જ બુદ્ધિપૂર્વકનું અને સમજદારીભર્યું સમજતા હતા. તેઓ તેને 'صلح' (બધા સાથે હળીમળીને રહેવું, કોઈની સાથે દુશ્મની કે ઝઘડો ન રાખવો)ની નીતિ સમજતા હતા, જેમાં કોઈપણ પક્ષકારથી ઉલઝવાની આશંકા નહોતી, બલ્કે દરેકની સાથે નિભાવ હતો. આ જ કારણ છે કે જ્યારે તેઓ પોતાના 'શેતાનો' અર્થાત્ પોતાની કાફિર કોમના નેતાઓને મળતા, તો તેમના તરફથી તેમના પર નારાજગી પ્રગટ થાય કે તમે મુસલમાન બનતા જઈ રહ્યા છો, જેની સફાઈમાં તેમને સાચી સ્થિતિ જણાવવી પડતી અને 'إِنَّمَا نَحْنُ مُسْتَهْزِءُونَ' (અર્થાત્ અમે તો આમ જ મુસલમાનો સાથે મજાક કરી રહ્યા હતા) કહીને આ પક્ષકારને પણ સંતુષ્ટ કરવા પડે.

હવે શેષ શબ્દોને પણ લઈને આખી લેખનશૈલી પર વિચાર કરો અને અને જુઓ કે આ લોકો અલ્લાહના કાનૂનનું પાલન અને રસૂલના પૂર્ણરૂપે અનુસરણને કેવી રીતે બગાડ અને ઉપદ્રવ અને શાંતિમાં ભંગ સમાન સમજતા હતા. કુર્આનમાં એવાં કાર્યો જેનો હુકમ આપવામાં આવ્યો છે અને એવાં કાર્યો જેની મનાઈ કરવામાં આવી છે તેના નિષ્ઠાપૂર્વક અનુપાલનને 'મૂર્ખતા' સાથે સરખાવતા હતા. કહેતા હતા કે આ કેવા મૂર્ખ અને અદૂરંદેશ લોકો છે, જેઓ ખુલ્લંખુલ્લા કુર્આનનું બિનશરતી અનુપાલન સ્વીકારીને આરબ અને બિનઆરબ દુનિયાની દુશ્મની કરી લે છે અને પોતાના એશઆરામ અને સુખચેનને બરબાદ કરે છે. સમયનો તકાદો એ છે કે દરેક પક્ષકારથી નિભાવ કરતા જાઓ, દરેકથી પોતાના હિતની પૂર્તિ કરો. જો કાફિરો હારી જાય તો મુસલમાનોથી મિત્રતા કાયમ રાખવાનો બદલો મળશે, ઘઉંના સાથે ઘનેડું નહીં પિસાય અને જો કાફિરોને વિજય મળે તો તેમનામાં સામેલ રહેવાનો લાભ પ્રાપ્ત થશે. અર્થાત્ કોઈપણ પક્ષકારને જે ભૌતિક લાભ મળશે, તેમાં ખરેખર ભાગ પડાવવાની તક પ્રાપ્ત થશે અને આ બમણો નફો પણ એ રીતે મળશે કે ન તો જરા જેટલો ખર્ચ કરવો પડશે અને ન પોતાના પરસેવાનું એક ટીપું વહાવવું પડશે. જુઓ, અમારી રીત કેટલી નિષ્ઠાપૂર્ણ અને શાંતિમય છે ! અમે કહીએ છીએ કે મઝહબ મઝહબમાં વિખવાદ કેમ થાય ? દરેક મઝહબ તો ખુદાથી જ મળાવે છે, તો પછી એકને બીજા ઉપર શ્રેષ્ઠતાનું કારણ શું ? શાંતિ અને સુધારણાનું રહસ્ય એમાં જ છે કે પ્રત્યેકને સત્ય સમજો, અને આ સત્ય અને અસત્યના ઝઘડામાં

કોઈની સાથે ભાગીદાર ન થાઓ. મૂર્ખ છે તે લોકો, જેઓ આ મામલામાં સંકુચિત દૃષ્ટિ અને અંતિમવાદી વલણથી કામ લે છે. હકીકતમાં આ ખૂબ મોટો અરાજકતાનો માર્ગ છે, બગાડ અને ઉપદ્રવ અને લડાઈ-ઝઘડાથી ભરેલી ગાંઠ છે.

આગળ આ જ સંદર્ભમાં કુર્આન-મજીદ આ લોકોની અમલી હાલતને એક ઉદાહરણથી આ રીતે વર્ણવે છે :

أَوْ كَصَيِّبٍ مِّنَ السَّمَاءِ فِيهِ ظُلُمَاتٌ وَرَعْدٌ وَبَرْقٌ ۚ يَجْعَلُونَ
أَصَابِعَهُمْ فِي آذَانِهِم مِّنَ الصَّوَاعِقِ حَذَرَ الْمَوْتِ ۚ وَاللَّهُ مُحِيطٌ
بِالْكَافِرِينَ ﴿١٩﴾ يَكَادُ الْبَرْقُ يَخْطَفُ أَبْصَارَهُمْ ۖ كُلَّمَا أَضَاءَ
لَهُم مَّشَوْا فِيهِ وَإِذَا أَظْلَمَ عَلَيْهِمْ قَامُوا

‘‘અથવા પછી આ મુનાફિકોનું દૃષ્ટાંત એવું છે, જાણે કેટલાક લોકો વરસાદમાં ઘેરાઈ ગયા હોય, જેમાં અંધકાર હોય, ગર્જનાઓ હોય, વીજળીની ચમક હોય, ધડાકાઓ એવા સખત હોય કે મૃત્યુની બીકથી કાનોમાં આંગળીઓ ખોસી લેતા હોય, જો કે અલ્લાહે તો આ કાફિરોને ચારે તરફથી ઘેરી જ રાખ્યાં છે. વીજળીની ચમક તેમની દૃષ્ટિ આંચકી લઈ જઈ રહી છે, જ્યારે તેમના સામે આ ચમકે છે તો તેના પ્રકાશમાં (બે ડગલાં) ચાલી લે છે અને જ્યારે તેમના પર અંધારું છવાઈ જાય છે તો અચાનક રોકાઈને ઊભા થઈ જાય છે.’’ (સૂર: બકરહ, આ. ૨૦)

અગાઉના વિવરણમાં તે મુનાફિકોની અપ્રગટ છબીના જે પાસાઓ થોડેઘણે અંશે અંધકારમાં રહી ગયા હતા, આ ઉદાહરણે તે બધાને પ્રગટ કરી દીધા છે; કેમ કે તેનાથી એ પણ ખબર પડી ગઈ કે તેઓ પોતાના આ બહુરૂપને કેવી રીતે નિભાવતા હતા? અને ‘મુસલમાનિયત’ના બાહ્ય દાવાનો હક કેવી રીતે અદા કરતા હતા? કુર્આન પર તેમને વિશ્વાસ તો હતો નહીં, કેવળ પોતાના દુનિયાના ફાયદા અને હેતુઓ કાજે જબાનથી પોતાના ઈમાનની જાહેરાત કર્યા કરતા હતા. તેથી જ્યાં સુધી કુર્આનના સરળ, હલકાં અને નુકસાન ન કરે તેવા આદેશોનો સંબંધ હતો, તેમના પર ખૂબ જ તત્પરતાથી અને જોશથી અમલ કરીને પોત-પોતાની ‘ઇસ્લામિયત’ને પ્રગટ કરતા, પરંતુ જ્યારે સખત આદેશોનો વારો આવતો, જ્યારે એશઆરામ અને દુનિયાની મોજમજાને ત્યાગવાની માગણી થતી, તો એકાએક ઈમાનનો બધો જોશ ઠંડો પડી જતો.

ભય અને પરેશાનીના અંધકારમાં ઘેરાઈ જતા અને મોત જેવી મૂર્ચ્છા છવાવા લાગતી. રબ્બુલ આલમીન (સૃષ્ટિઓના સ્વામી અને પાલનહાર)ના આદેશો, જે બીજાઓ માટે કૃપાની વર્ષા હતા, તે આ દુર્ભાગીઓના હકમાં વીજળીના પ્રાણઘાતક કડાકા બની ગયા હતા, કે સાંભળતા અને મોતના ભયથી કાનોમાં આંગળીઓ ખોસી લેતા. આમ, આ મુનાફિકોનું મુખ્ય લક્ષણ એ હતું કે આદેશોનું પાલન તેમના પર ખૂબ અસહ્ય બની રહેતું અને અલ્લાહની શરીઅત તેમના માટે કૃપા અને બક્ષિસને બદલે ઊલ્ટી મુસીબત અને તકલીફ બની ગઈ હતી. તેમણે પોતાના ભૌતિક લાભોની સુરક્ષા માટે જ તો આ 'સમજદારીપૂર્વક'ની બહુરૂપી નીતિ અપનાવી હતી. હવે જો ઇસ્લામી આદેશો આ જ લાભો અને હિતોને કુરબાન કરી દેવાની માગણી કરે, તો આ માગણીનો સ્વીકાર કેવી રીતે સંભવ હતો !

જિહાદનું મેદાન ઈમાનની શક્તિનું સૌથી મોટું અજમાયશ-સ્થળ અને કસોટીની જગ્યા છે, જ્યાં મુનાફિક માટે પોતાના ભીતરને, પોતાના દિલને છુપાવવું તદ્દન અસંભવ બની જાય છે. મુનાફિકોનું આ જૂથ અન્ય મુનાફિકોની સરખામણીમાં આ પ્રસંગે પોતાને છુપાવવામાં કેટલેક અંશે જરૂર સફળ થઈ જતું હતું, પરંતુ જ્યારે અલ્લાહના આદેશો તેમના પ્રાણોની માગણી કરતા, તો તે સમય તેમના માટે ખૂબ કઠિન બની જતો. જે જાન અને માલના ઉત્કટ પ્રેમમાં તેમણે દીન અને સત્ય અને પોતાની અંતરાત્માને વેચી નાખી હતી, જો તેની જ દીક્ષા માગવામાં આવે તો તેને તેઓ કેવી રીતે સહન કરી શકતા હતા. પરિણામ એ આવતું કે અહીં પહોંચીને આ સમજદાર લોકોના પણ ઈમાનના દાવાઓનું રહસ્ય છેવટે ખુલી જ જતું. આ લોકો પોતાના દિલની હાલતને છુપાવવા માટે અનેક પ્રયાસો કરતા, પણ દિલોનાં ભેદ જાણવાવાળો અલ્લાહ વારંવાર યુદ્ધનો આદેશ આપીને, ત્યાં સુધી કે ક્યારેક તો મુસલમાનોને હંગામી પરાજય અપાવીને પણ આવા તમામ કપટાચારીઓની ખરી છબીને તદ્દન નગ્ન કરી દેવા અને તેમને મુસલમાનોથી અલગ અને સ્પષ્ટ કરી દેવા તત્પર રહેતો હતો. આમ, જ્યારે પણ યુદ્ધનો આદેશ અવતરિત થતો, આ મુનાફિકો કોઈને કોઈ બહાનું બનાવીને ચોક્કસ પોતાના ઘરમાં જ બેસી રહેતા, અને જ્યારે મુસલમાનો લડીને પાછા આવતા, તો આ લોકો પોતે ભાગ ન લઈ શક્યા તેના માટે ક્ષમાયાચના રજૂ કરતા અને સોગંદો ખાઈ-ખાઈને પોતાના દિલની નિષ્ઠા અને ઈમાનદારીનો વિશ્વાસ અપાવવાનો પ્રયત્ન કરતા. ગઝવએ ઉહદ વિશે આ દંભીઓ અને દુનિયાના પૂજારીઓએ મુનાફિકતની જે ભૂમિકા અદા કરી, તેનો ઉલ્લેખ કુર્આન આ શબ્દોમાં કરે છે :

وَمَآ اَصَابَكُمْ يَوْمَ الْتَقَى الْجَمْعٰنِ فَبِاِذْنِ اللّٰهِ وَلِيَعْلَمَ الْمُؤْمِنِيْنَ ۝ وَلِيَعْلَمَ الَّذِيْنَ نَافَقُوْا ۖۚ وَقِيْلَ لَهُمْ تَعَالَوْا قَاتِلُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ اَوِ ادْفَعُوْا ۭ قَالُوْا لَوْ نَعْلَمُ قِتَالًا لَّااتَّبَعْنٰكُمْ ۭ هُمْ لِلْكُفْرِ يَوْمَىِٕذٍ اَقْرَبُ مِنْھُمْ لِلْاِيْمَانِ ۚ يَقُوْلُوْنَ بِاَفْوَاهِهِمْ مَّا لَيْسَ فِيْ قُلُوْبِهِمْ ۭ وَاللّٰهُ اَعْلَمُ بِمَا يَكْتُمُوْنَ ۝ اَلَّذِيْنَ قَالُوْا لِاِخْوَانِهِمْ وَقَعَدُوْا لَوْ اَطَاعُوْنَا مَا قُتِلُوْا ۭ

''બંને જૂથોની (અર્થાત્ મુસલમાનો અને કાફિરોની) લડાઈના દિવસે (ઉદહના મેદાનમાં) તમને જે નુકસાન ઉઠાવવું પડ્યું, તે અલ્લાહના આદેશાનુસાર હતું અને એ આશયથી હતું કે અમે તમને અજમાવીએ અને જાણી લઈએ કે (અર્થાત્ દુનિયા પર જાહેર કરી દઈએ કે) કયા લોકો (વાસ્તવમાં) મોમિન છે અને કોણ એવા છે જેમના હૃદયોમાં નિફાક છે. (આમ, તે દિવસે) મુનાફિકોથી કહેવામાં આવ્યું કે આવો, અલ્લાહના માર્ગમાં લડો અથવા (ઓછામાં ઓછું દુશ્મનોથી) પ્રતિરક્ષા જ કરો (તો આ સાંભળીને) કહેવા લાગ્યા કે જો અમે સમજતા કે આજે લડાઈ થશે તો જરૂર તમારા સાથે નીકળતા. આ લોકો તે વખતે ઈમાનની સરખામણીમાં કુફ્રથી વધારે નજીક હતા. પોતાના મોઢાંથી એવી વાતો કહી રહ્યા હતા , જે તેમના હૃદયોમાં નહોતી, અને અલ્લાહતઆલા તેમની છાતીઓમાં જે ભેદ છે તેને બરાબર જાણે છે. (આ જ લોકો છે, જેઓ પોતે પણ બેસી રહ્યા અને હવે જિહાદના મેદાનમાં શહીદ થઈ જનારાં લોકો વિશે કહે છે કે જો તેમણે અમારું કહ્યું માન્યું હોત તો કતલ ન થતાં.'' (સૂરઃ આલે ઈમરાન, આ. ૧૬૬-૧૬૮)

જોયું તમે, નિફાક અર્થાત્ દંભ બહાનાબાજીમાં કેટલો દિલેર હોય છે ? દુશ્મન પોતાની પૂરેપૂરી શક્તિ સાથે પડાવ નાખીને પડ્યો છે, અને આ બાજુથી જવાબ આપવામાં આવી રહ્યો છે કે લડાઈ-વડાઈ તો થવાથી રહી, એટલા માટે અમે આમ જ વિનાકારણ ભાગદોડ કેમ કરીએ ? અને જ્યારે અલ્લાહના નિષ્ઠાવાન જાંનિસારો પોતાનું કર્તવ્ય અદા કરીને શહીદ થઈ ગયા, તો હમદર્દી બતાવીને કહેવા લાગ્યા કે જો અમારી યુક્તિ પર અમલ કરતા, તો શા માટે તેઓ દુનિયાની લિજ્જતોથી હાથ ધોઈ બેસતા ? અર્થાત્, પોતે તો ખરા જ, બીજા લોકો વિશે પણ આ મનેચ્છાના પૂજારીઓ એવી કલ્પના કરવા

અસમર્થ હતા કે સત્ય અને ઈમાન માટે મોહમાયાભરી નિકૃષ્ટ દુનિયાને કુરબાન કરી દેવું જ સમજદારી અને ફાયદાનું કામ છે.

તેમના આ જ ડરપોક અને ભૌતિકવાદી દષ્ટિબિંદુનું પરિણામ હતું કે જયારે સાચા મુસલમાનો નિઃસહાયતાની હાલતમાં દુશ્મનોની મોટી સંખ્યા અને પોતાની અલ્પ સંખ્યાનો ખ્યાલ કર્યા વિના રસૂલના જિહાદના આહવાન્ પર આવીને હાજર થઈ જતા, તો આ લોકો તેમની 'મૂર્ખતા'નો શોક મનાવતા અને કહેતા કે તેમને તેમના દીને ધોકામાં નાંખી દીધા છે - غَرَّ هٰٓؤُلَآءِ دِيۡنُهُمۡ (આ લોકોને તો તેમના દીને પાગલ કરી દીધા છે. - સૂરઃ અન્ફાલ, આ. ૪૯), તેમના પર આસ્થાનો જિન સવાર છે, આ લોકો ધાર્મિક મજનૂ છે, જેઓ કંઈ જ નથી જોતાં કે અંજામ શું આવશે ! જાણે કે તેમના માનવા મુજબ જો આ દુનિયામાં કોઈ રસ્તો અપનાવવો હોય તો કેવળ એટલા માટે કે તે ભૌતિક લાભો બક્ષે છે કે નહીં અને જો કોઈ રસ્તો છોડવાનો છે તો માત્ર એટલા માટે કે એમાં જાન અને માલનું નુકસાન છે કે નહીં. આ જ માનસિકતાનું એક વધુ ચિત્ર નિહાળો :

وَاِنَّ مِنۡكُمۡ لَمَنۡ لَّيُبَطِّئَنَّ‌ ۚ فَاِنۡ اَصَابَتۡكُمۡ مُّصِيۡبَةٌ قَالَ قَدۡ
اَنۡعَمَ اللّٰهُ عَلَىَّ اِذۡ لَمۡ اَكُنۡ مَّعَهُمۡ شَهِيۡدًا‏ ۞ وَلَـئِنۡ اَصَابَكُمۡ
فَضۡلٌ مِّنَ اللّٰهِ لَيَـقُوۡلَنَّ كَاَنۡ لَّمۡ تَكُنۡۢ بَيۡنَكُمۡ وَبَيۡنَهٗ مَوَدَّةٌ
يّٰلَيۡتَنِىۡ كُنۡتُ مَعَهُمۡ فَاَفُوۡزَ فَوۡزًا عَظِيۡمًا‏ ۞

''અને નિશ્ચિતપણે તમારામાં એવા લોકો પણ છે, જેઓ (જિહાદની જાહેરાત સાંભળીને) જરૂર બેસી રહેશે. જો તમે ત્યાં કોઈ મુસીબતમાં ફસાઈ ગયા તો કહેશે કે અલ્લાહે અમારા પર મોટી કૃપા કરી કે અમે આમના (મુસલમાનોના) સાથે નહોતા (નહિં તો અમે પણ ફસાઈ ગયા હોત) અને જો તમને અલ્લાહ તરફથી કોઈ કૃપા થાય તો (તેમનું દિલ દુઃખી થઈ જશે) અને કહેશે એવી રીતે કે જાણે તમારા અને તેમના દરમ્યાન કદી કોઈ મેળ કે સંબંધ હતો જ નહીં કે - કદાચ ! અમે પણ એમના (મુસલમાનોના) સાથે હોત કે ઘણી મોટી સફળતા મેળવી લેતા (અર્થાત્ અમને પણ માલે-ગનીમત મળતો).'' (સૂરઃ નિસા, આ. ૭૨-૭૩)

જેમ કે ઉપરોક્ત ઉદાહરણમાં ઉલ્લેખ થઈ ચૂક્યો છે કે આ તકસાધુઓ તે વખતે તો પગથી માથા સુધી ઈમાનવાળા બની જાય છે, જયારે આદેશો હલકાં અને

હાનિકર્તા નથી હોતા; વિશેષતઃ તે વખતે જ્યારે પોતાના પાસેથી કંઈ ખોવાના બદલે કંઈ મેળવવાની આશા હોય. પરંતુ જ્યાં સખત આદેશો આવતા અને તેમના દુનિયાના હિતોને જોખમ ઊભું થતું તો તદ્દન બચીને નીકળી જતા. તેમને તેનાથી કોઈ સંબંધ નહોતો કે અલ્લાહના માર્ગમાં લડવાવાળો સત્ય પર હોય છે કે તાગૂત (અલ્લાહના વિદ્રોહી)ના માર્ગમાં લડવાવાળો ? તેમને એ વાતનો અહેસાસ સુદ્ધાં નહોતો કે જુલ્મ અને બગાડને નિર્મૂળ કરવા અને અલ્લાહની ધરતી પર ન્યાય અને સુધારણાની વ્યવસ્થા કરવી પણ કોઈ માનવીય કર્તવ્ય છે. તેઓ મામલાઓને આ દૃષ્ટિથી જોતા જ નહોતા. તેમની 'શરીઅત'નો ફતવો (ધર્માદેશ) એ હતો કે લડાઈ એ હેસિયતે તમારા ફરજિયાત છે કે તેમાં માલે-ગનીમત હાથમાં આવે, પરંતુ એ રીતે તદ્દન હરામ (અવૈધ) છે કે તેમાં પ્રાણ ખોવા પડતા હોય. આ જ વાત ઉપરોક્ત આયતમાં વર્ણવવામાં આવી છે અને તેની વધારે સ્પષ્ટતા કરતાં એક જગ્યાએ અલ્લાહતઆલા આમ ફરમાવે છે :

لَوْ كَانَ عَرَضًا قَرِيبًا وَّسَفَرًا قَاصِدًا لَّاتَّبَعُوكَ وَلَٰكِن بَعُدَتْ
عَلَيْهِمُ الشُّقَّةُ ۚ وَسَيَحْلِفُونَ بِاللَّهِ لَوِ اسْتَطَعْنَا لَخَرَجْنَا مَعَكُمْ ۚ

''જો ત્વરિત ફાયદો થતો અને સફર પણ (દૂર-સુદૂર અને કઠિન હોવાને બદલે) આસાન હોત તો આ મુનાફિકો અવશ્ય તમારો સાથ આપતા, પરંતુ આ વખતે (તબૂકનો) સફર તેમને ખૂબ જ લાંબો અને મુશ્કેલ લાગ્યો. (તેથી તેઓ ચુપકીદી સાધીને બેસી રહ્યા) અને (જ્યારે તમે પાછા ફરીને તેનું કારણ પૂછશો તો) સોગંદો ખાઈ-ખાઈને કહેશે કે જો અમારા માટે શક્ય હોત તો અવશ્ય તમારા સાથે નીકળી પડતા.''

(સૂરઃ તૌબા, આ. ૪૨)

મુસલમાનોની સાથે અને કુર્આનના આદેશોની સાથે તેમના દંભની સ્થિતિ તો આ હતી. હવે જરા ચિત્રનું બીજું પાસું જૂઓ કે કાફિરો, વિશેષતઃ કુફ્રના ઝંડાધારીઓનું તેમની નજરમાં શું સ્થાન હતું અને તેમના સાથે તેમની દંભી નીતિની શું હાલત હતી ? તો જ્યાં સુધી આ ઈસ્લામ-દુશ્મનોથી સામાન્ય સંબંધનો પ્રશ્ન છે, તે મોટાભાગે મુસલમાનો જેવો જ હતો. તેઓ જે પ્રમાણે મુસલમાનોની સત્તા અને વર્ચસ્વને મહત્ત્વ આપતા હતા, એ જ રીતે તેમના વિરોધીઓની સામે પણ માથું નમાવીને રહેવું જરૂરી સમજતા હતા અને તેમના દરબારમાં પહોંચના અભિલાષી હતા, જેના પરિણામે તેમના વિશે પયગંબરને હુકમ કરવામાં આવ્યો કે :-

بَشِّرِ الْمُنٰفِقِيْنَ بِاَنَّ لَهُمْ عَذَابًا اَلِيْمًا ۙ الَّذِيْنَ يَتَّخِذُوْنَ الْكٰفِرِيْنَ
اَوْلِيَآءَ مِنْ دُوْنِ الْمُؤْمِنِيْنَ ؕ اَيَبْتَغُوْنَ عِنْدَهُمُ الْعِزَّةَ

''હે પયગંબર ! આ મુનાફિકોને શુભ-સૂચના આપી દો કે તેમના માટે દુઃખદાયક યાતના છે, આ લોકો મુસલમાનોને છોડીને કાફિરોને મિત્ર બનાવે છે. શું આ લોકો કાફિરોને ત્યાં ઇજ્જતની ખેવના રાખે છે ?'' (સૂરઃ નિસા, આ. ૧૩૮-૧૩૯)

બીજે ઠેકાણે વર્ણન છે કે મોમિનની શાન એ નથી કે તેઓ યહૂદીઓ અને નસારાઓ (ખ્રિસ્તીઓ) વગેરે સત્યના દુશ્મનોથી કોઈપણ પ્રકારનો આત્મિક સંબંધ-સંપર્ક રાખે. પરંતુ આ મુનાફિકો શું કરે છે ?

فَتَرَى الَّذِيْنَ فِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ يُّسَارِعُوْنَ فِيْهِمْ

''તો તમે જુઓ છો કે આ લોકો જેમના હૃદયમાં નિફાકનો રોગ છે, કાફિરોના ત્યાં ખૂબ આવ-જા કરે છે.'' (સૂરઃ માઇદા, આ. ૫૨)

હવે રહ્યો તેમની દંભી નીતિની સ્થિતિનો પ્રશ્ન, જે તેમણે ઇસ્લામના વિરોધીઓ સાથે અપનાવી રાખી હતી, તો તેનો સર્વાંગી અંગૂલિનિર્દેશ કુર્આનના આ શબ્દોમાં થાય છે :

قَالُوْا لِلَّذِيْنَ كَرِهُوْا مَا نَزَّلَ اللّٰهُ سَنُطِيْعُكُمْ فِيْ بَعْضِ الْاَمْرِ

''જે લોકો અલ્લાહના અવતરિત કરેલ (કુર્આન)ને નાપસંદ કરે છે (જેમ કે યહૂદીઓ), આ મુનાફિકો તેમને કહે છે કે કેટલીક વાતોમાં અમે તમારું જ કહેવું માનીશું.'' (સૂરઃ મુહમ્મદ, આ. ૨૬)

આ બાબતની સ્પષ્ટતા નીચેના શબ્દોમાં છે :

يَقُوْلُوْنَ لِاِخْوَانِهِمُ الَّذِيْنَ كَفَرُوْا مِنْ اَهْلِ الْكِتٰبِ لَئِنْ اُخْرِجْتُمْ
لَنَخْرُجَنَّ مَعَكُمْ وَلَا نُطِيْعُ فِيْكُمْ اَحَدًا اَبَدًا ۙ وَّاِنْ قُوْتِلْتُمْ لَنَنْصُرَنَّكُمْ

''આ મુનાફિકો પોતાના ભાઈઓ, એટલે કે ઇસ્લામના વિરોધી-એહલે કિતાબને કહે છે કે જો તમે (મુસલમાનોના હાથે પોતાના વતનથી) કાઢી મૂકવામાં આવ્યા, તો અમે પણ તમારા સાથે નીકળી જઈશું અને તમારા વિશે કોઈનું કહેવું માનીશું નહીં અને જો તમારાથી યુદ્ધ કરવામાં આવ્યું, તો અમે (મુસલમાનો વિરુદ્ધ) અવશ્ય તમારી મદદ કરીશું.'' (સૂરઃ હશ્ર, આ. ૧૧)

આ તો ઇસ્લામના વિરોધીઓની સાથે તેમનું 'વચન' હતું. હવે આ 'વચન'ની કાર્યાન્વિત હકીકત પણ કુર્આનની જ જબાનથી સાંભળી લો :

وَاللّٰهُ يَشْهَدُ اِنَّهُمْ لَكٰذِبُوْنَ ۝ لَئِنْ اُخْرِجُوْا لَا يَخْرُجُوْنَ مَعَهُمْ ۚ
وَلَئِنْ قُوْتِلُوْا لَا يَنْصُرُوْنَهُمْ ۚ وَلَئِنْ نَّصَرُوْهُمْ لَيُوَلُّنَّ الْاَدْبَارَ

"અલ્લાહ સાક્ષી આપે છે કે આ મુનાફિકો તદ્દન જૂઠા છે. જો એહલે કિતાબ દેશનિકાલ કરવામાં આવ્યા તો આ લોકો કદાપિ તેમના સાથે નહીં નીકળે અને જો તેમનાથી યુદ્ધ થયું તો (આ જૂઠા દાવેદારો) તેમની મદદ નહીં કરે અને (માની લો કે) જો મદદ માટે આવશે તો પણ (અડગતાથી લડી શકશે નહીં અને મૃત્યુની સ્થિતિ જોઈને) નાસી જશે." (સૂરઃ હશ્ર, આ. ૧૧-૧૨)

ટૂંકમાં, જે વર્તન તેમનું ઈમાનવાળાઓ સાથે હતું, બરાબર એવું જ વર્તન એહલે-કિતાબ સાથે પણ હતું. આ લોકો વાસ્તવમાં ન તો આમના મિત્ર હતા, ન તેમના; બલ્કે કેવળ પોતાની મનેચ્છાના મિત્ર હતા, અને તેના માટે મુસ્લિમ અને કાફિર બંનેને ખુશ રાખવા માગતા હતા, જેથી સમય આવ્યે પ્રત્યેકથી મિત્રતાનો હક્ક પ્રાપ્ત કરી શકે, અને જ્યારે કોઈ નુકસાન ઉઠાવવાનો વખત આવે તો તેનાથી સંપૂર્ણ સુરક્ષિત રહે :

الَّذِيْنَ يَتَرَبَّصُوْنَ بِكُمْ ۚ فَاِنْ كَانَ لَكُمْ فَتْحٌ مِّنَ اللّٰهِ قَالُوْٓا اَلَمْ نَكُنْ مَّعَكُمْ ۖ
وَاِنْ كَانَ لِلْكٰفِرِيْنَ نَصِيْبٌ ۙ قَالُوْٓا اَلَمْ نَسْتَحْوِذْ عَلَيْكُمْ وَنَمْنَعْكُمْ مِّنَ الْمُؤْمِنِيْنَ ۭ
.... مُّذَبْذَبِيْنَ بَيْنَ ذٰلِكَ ۤ لَآ اِلٰى هٰٓؤُلَاۗءِ وَلَآ اِلٰى هٰٓؤُلَاۗءِ

"આ મુનાફિકો તમારા અંજામની રાહ જોતા રહે છે. જો તમે (મુસલમાનો) અલ્લાહના હુકમથી જીતી ગયા તો તમને કહેશે કે - શું અમે તમારા સાથે નહોતા ? લાવો, અમને પણ માલે ગનીમત આપો; અને જો કાફિરોને વિજય પ્રાપ્ત થાય તો તેમને કહેશે કે - શું અમે તમારા પર વર્ચસ્વ પ્રાપ્ત નહોતું કરી લીધું, પણ તેમ છતાં અમે તમને મુસલમાનોના હાથથી નથી બચાવ્યા ? (બસ, જે કંઈ લડાઈમાં મળ્યું છે તેમાં અમારો પણ ભાગ નાખો). અધવચ્ચે જ અસમંજસ બનીને ઊભા છે, ન તો આમની તરફ છે, ન તેમની તરફ." (સૂરઃ નિસા, આ. ૧૪૧-૧૪૩)

અને વાસ્તવમાં આ જ બહુરૂપનો કમાલ પણ છે, આ કમાલમાં તેઓ પોતાનું

એક ઉત્કૃષ્ટ ઉદાહરણ રાખતા હતા. બહુરૂપી નીતિને નિભાવવી મહદ્અંશે વાક્પટુતા પર આધારિત હોય છે. કુર્આન કહે છે કે તેઓ આ હુન્નરમાં ખૂબ જ નિપૂણ હતા :

وَاِذَا رَاَیۡتَہُمۡ تُعۡجِبُکَ اَجۡسَامُہُمۡ ؕ وَاِنۡ یَّقُوۡلُوۡا تَسۡمَعۡ لِقَوۡلِہِمۡ

''અને જ્યારે તમે તેમને જુઓ છો તો તેમની કાયા તમને ખૂબ શાનદાર દેખાય છે અને જો તેઓ તમારાથી વાત કરે તો તેમની વાતો તમે સાંભળતા જ રહી જાઓ.'' (સૂરઃ મુનાફિકૂન, આ. ૪)

## ૩. મુસલમાનોના હક્કોના શિકારીઓ :

સ્વાર્થીઓમાં ત્રીજું જૂથ તે મુનાફિકોનું હતું, જે આમ તો ઈમાનના અત્યલ્પથી પણ નાવાકેફ હતું. પરંતુ મુસલમાન હોવાના જે ભૌતિક લાભો મળી રહ્યા હતા, તેમણે તેમને 'ઇલલ્લાહ' (અલ્લાહ તરફથી)નો નારો લગાવવા માટે વ્યાકુળ કરી દીધાં હતા. જાણે દુનિયાના લાભોની પૂજામાં તો તેઓ પ્રથમ બંને જૂથોના જેવા જ હતા. પરંતુ ફરક એ હતો કે તેમનો સ્વાર્થ નકારાત્મક સ્વરૂપનો હતો અને આ જૂથનો હકારાત્મક પ્રકારનો હતો. તેમને મુસલમાન બનીને કુફ્ર અને ઇસ્લામ વચ્ચેના ઘર્ષણથી પોતાના કેટલાક હિતો બચાવવા હતા અને આમને ઇસ્લામનો વેશ બદલીને કેટલાક લાભો પ્રાપ્ત કરવા હતા; અર્થાત્ આમના નિફાકનો અસલ પ્રેરક યુદ્ધમાં મળેલ તે ધનદોલતમાં ભાગીદાર બનવાની લાલચ હતી, જે ઇસ્લામના વધતા જતાં વિજયોમાં મુસલમાનોને મળી રહી હતી.(૧) આ રીતે 'હિંમતવાન અને ઉત્સાહી' અને 'શિષ્ટ અને વિવેકી' હોવામાં તે સ્વાભાવિક રીતે પોતાના તે સાથીઓથી ઘણાં આગળ હતા.

જો તેઓ (આગળના બંને જૂથો) જિહાદનું આહવાન્ સાંભળીને છળકપટ અને બહાનાઓની શોધમાં લાગી જતા, તો આ બહાદૂર જૂથને એ શાંતિ પણ ઉપલબ્ધ નહોતી કે જેથી નિશ્ચિંત બેસીને કોઈ બહાનું ઘડી લે. ઘોષણા કરવાવાળાની પોકાર સાંભળતાં જ તેમના હાથ-પગ ફૂલવા લાગતા અને પોતે તો ખરા જ, બીજાઓને પણ શિખામણ આપતા કે નાસી જાઓ અને ઘરોમાં છૂપાઈ જાઓ. અલબત્ત, ગનીમતના માલની વહેંચણી વખતે તેઓ સૌથી આગળ હોતા. આમની બેનમૂન કાયરતા અને ધનદોલતની પૂજાનું અનુમાન કુર્આનની આ સમીક્ષાથી કરો :-

(૧) સ્વાભાવિક જ મુનાફિકોનું આ જૂથ તે વખતે ઊભું થયું હશે, જ્યારે મુસલમાન બનવાનો અર્થ કેવળ હિતોની કુરબાનીઓનો નહતો, બલ્કે ગનીમતના માલની પ્રાપ્તિનો પણ હતો.

قَدْ يَعْلَمُ اللّٰهُ الْمُعَوِّقِيْنَ مِنْكُمْ وَالْقَآئِلِيْنَ لِإِخْوَانِهِمْ هَلُمَّ إِلَيْنَا ۚ وَلَا يَأْتُوْنَ الْبَأْسَ إِلَّا قَلِيْلًا ۝ أَشِحَّةً عَلَيْكُمْ ۚ فَإِذَا جَآءَ الْخَوْفُ رَأَيْتَهُمْ يَنْظُرُوْنَ إِلَيْكَ تَدُوْرُ أَعْيُنُهُمْ كَالَّذِيْ يُغْشٰى عَلَيْهِ مِنَ الْمَوْتِ ۚ فَإِذَا ذَهَبَ الْخَوْفُ سَلَقُوْكُمْ بِأَلْسِنَةٍ حِدَادٍ أَشِحَّةً عَلَى الْخَيْرِ ۚ .... يَحْسَبُوْنَ الْأَحْزَابَ لَمْ يَذْهَبُوْا ۚ وَإِنْ يَأْتِ الْأَحْزَابُ يَوَدُّوْا لَوْ أَنَّهُمْ بَادُوْنَ فِي الْأَعْرَابِ يَسْأَلُوْنَ عَنْ أَنْبَآئِكُمْ

"અલ્લાહત્આલા તમારામાંથી તે મુનાફિકોને સારી રીતે જાણે છે, જેઓ લોકોને યુદ્ધમાં જવાથી રોકે છે અને પોતાના ભાઈબંધોથી કહે છે કે (ક્યાં જીવ ખોવા જાઓ છો) અમારા તરફ આવો અને તેઓ પોતે પણ યુદ્ધમાં નથી જતા, પરંતુ થોડી વાર માટે (જેથી નામ થઈ જાય), અને જતાં-જતાં (તમારા જીવતા રહેવાના) મોટા ઈચ્છુક હોય છે (કેમ કે યુદ્ધના જોખમોની સામે આ રીતે તમે તેમના માટે એક ઢાલ બનેલા હશો). જ્યારે ખતરાનો સમય આવે છે તો તમે જુઓ છો કે તેઓ તમારા તરફ એ રીતે આંખો ફેરવી-ફેરવીને જુએ છે કે જાણે કોઈના પર મોતની મૂર્છા છવાઈ ગઈ હોય. પછી જ્યારે ખતરાનો સમય વિતી જાય છે તો તેઓ ગનીમતના માલના લાલચુ બનીને તમારા સામે પોતાની કાતરની જેમ જબાનો ચલાવતા આવી જાય છે (કે જલ્દીથી અમારો ભાગ લાવો). જો કે દુશ્મન નાસી ગયો હોય છે, પરંતુ હજુ સુધી આ પામર લોકો એવું જ માને છે કે તેમનું લશ્કર હજુ ગયું નથી અને જો આ લશ્કર ફરીથી આવી પહોંચે તો (ફરી તેમના પર એ જ ભય છવાવા લાગે અને) ઈચ્છા કરે કે અરે, કદાચ ! અમે (યુદ્ધના સ્થળથી દૂર) ક્યાંક ગામડામાં હોત અને ત્યાંથી જ બેસીને તમારા સમાચારો મેળવતા." (સૂરઃ અહઝાબ, આ. ૧૮-૨૦)

આનાથી ખ્યાલ આવે છે કે તેમનો સમગ્ર 'ઇસ્લામ' અને 'ઈમાન' કેવળ ધનદોલત હતી અને આ જ આશયથી તેઓ 'મુસલમાન' બન્યા હતા. દરેક તે વસ્તુમાંથી તેમને ભાગ મળવો જોઈએ, જે મુસલમાનોમાં વહેંચવા માટે હોય, ચાહે તે માલે-ગનીમત હોય કે ચાહે સદકાનો માલ; કેમ કે તેઓ પણ 'મુસલમાન' છે, બલ્કે એટલા માટે તો મુસલમાન બન્યા છે. હવે જો કોઈ વખતે તેમને ભાગ ન મળે, તો આ આઘાત તેમનાથી કેવી રીતે સહન થઈ શકે છે અને તે વખતે અલ્લાહ અને તેના રસૂલથી પણ ક્રોધિત કેમ

ન થઈ જાય. આમ, તેઓ આવા પ્રસંગે ક્રોધિત થયા અને ખૂબ જ થયા :

وَمِنْهُمْ مَّنْ يَّلْمِزُكَ فِي الصَّدَقٰتِ ۚ فَاِنْ اُعْطُوْا مِنْهَا
رَضُوْا وَاِنْ لَّمْ يُعْطَوْا مِنْهَآ اِذَا هُمْ يَسْخَطُوْنَ ۞

''અને આ મુનાફિકોમાંથી કેટલાક લોકો એવા પણ છે, જેઓ સદકાના માલ વિશે તમારા પર (અન્યાય અને પક્ષપાત અંગે)ના ઈશારાઓ કરે છે. જો તેમાંથી (તેમની ઈચ્છા મુજબ) તેમને આપવામાં આવે, તો ખુશ થઈ જાય છે અને જો એવું ન થાય તો રોષે ભરાય છે.'' (સૂરઃ તૌબા, આ. ૫૮)

આ ભૌતિકવાદી 'ઈસ્લામિયત'નું સ્વાભાવિક પરિણામ હતું કે જ્યારે સશસ્ત્ર દુશ્મનોનો સામનો થતો તો આ લોકો પોતાના એકાંતવાસમાં જઈને છૂપાઈ જતા અને જ્યારે લડાઈ કેવળ માલે-ગનીમત પ્રાપ્ત કરવા સુધી સીમિત હોતી ત્યારે તેઓ સિંહ બનીને ગર્જના કરતાં ઘરોમાંથી નીકળી આવતા, બલ્કે સૌથી આગળ રહેવાની કોશિશ કરતા. પરંતુ અલ્લાહતઆલાએ તેમના આ રાજકારણને સફળ ન થવા દીધું; કેમ કે માલે-ગનીમત તે લોકોનો અધિકાર છે, જેઓ વાસ્તવમાં મુજાહિદ હોય, અર્થાત્ જેઓ અલ્લાહના દીન કાજે અગાઉ પોતાનો માલ કુરબાન કરી ચૂક્યા હોય અને પોતાના પ્રાણ ન્યોછાવર કરવા રજૂ કરી ચૂક્યા હોય, અને આ લોકો પોતાના કર્મ-પત્રમાં આ પ્રકારની કોઈ સાક્ષી રાખતા નહીં હોવાથી અલ્લાહતઆલાએ આવા પ્રસંગે તેમના વિશે સ્પષ્ટ આદેશ આપી દીધો કે આવા બેઈમાનોને કદાપિ સાથે ન લઈ જાઓ, જેઓ અત્યાર સુધી મુસીબતની પળોમાં સલામત સ્થળોએ છૂપાઈને બેસી જતા હતા અને હવે ઈમાનની તલવાર બનીને યુદ્ધના મેદાને જવા માટે બેચેન થઈ રહ્યા છે, માત્ર એટલા માટે કે અત્યારે હાથમાંથી કંઈ આપવાનું નથી, જે કંઈ છે તે બસ લેવાનું જ છે. તેથી હુદૈબિયાના સફરથી પાછળ રહી જનારાં લોકો વિશે ગઝવએ-ખૈબરના પ્રસંગથી નજીકના સમયે વહી અવતરે છે :

سَيَقُوْلُ الْمُخَلَّفُوْنَ اِذَا انْطَلَقْتُمْ اِلٰى مَغَانِمَ لِتَاْخُذُوْهَا ذَرُوْنَا نَتَّبِعْكُمْ ۚ
يُرِيْدُوْنَ اَنْ يُّبَدِّلُوْا كَلٰمَ اللّٰهِ ۗ قُلْ لَّنْ تَتَّبِعُوْنَا كَذٰلِكُمْ قَالَ اللّٰهُ مِنْ قَبْلُ

''જે લોકો (હુદૈબિયાના સફરથી) પાછળ રહી ગયા હતા, જ્યારે તમે (ખૈબરના) માલે-ગનીમત પ્રાપ્ત કરવા માટે જશો, તો તેઓ તમને કહેશે કે - 'અમને પણ તમારા સાથે લઈ લો.'' (સૂરઃ ફત્હ, આ. ૧૫)

પરંતુ સ્પષ્ટ છે કે આ વસ્તુ આ ધનદોલતના પૂજારીઓના મન પર કેટલી

અસહ્ય હતી ! આ મોઢે આવેલા કોળિયાને છીનવાઈ જતાં જોઈને તેઓ કેવી રીતે સહન કરી શકતા હતા ! તેથી ખરેખર આ મામલો બને, તે પહેલાં અદૃશ્યના જ્ઞાતા અલ્લાહે સ્વયં જ ખોલીને બતાવી દીધું કે આવા પ્રસંગે આ લોકો શું કહેશે :-

فَسَيَقُولُونَ بَلْ تَحْسُدُونَنَا

"(આ સાંભળીને) આ મુનાફિકો કહેશે (કે અલ્લાહનો હુકમ તો ખોટો નથી) અલબત્ત, તમે લોકો ઈર્ષ્યા રાખો છો (કે જઈશું તો અમે પણ ધનદોલત પ્રાપ્ત કરી લઈશું)." (સૂરઃ ફત્‌હ, આ. ૧૫)

વિચાર કરો કે હરી-ફરીને દરેક વખતે તેમની નજર કઈ રીતે પોતાના એ જ એક માત્ર ઉદ્દેશ્ય પર જઈને અટકી જાય છે. ફરિયાદ એ નથી કે તમે અમને જિહાદ ફી સબીલિલ્લાહના સવાબ (પૂણ્ય)થી રોકી રહ્યા છો, બલ્કે એ છે કે ધનદોલત અને દુનિયાની સંપત્તિની પ્રાપ્તિમાં અમારા વચ્ચે કેમ આવી રહ્યા છો ? અને જ્યારે તેમનો દૃષ્ટિકોણ જ આ હતો તો પછી તેઓ કેવી રીતે સમજી શકતા હતા કે જિહાદના સફરમાં તેમને સાથે ન લઈ જવાનું કારણ તેના સિવાય કોઈ બીજું પણ હોઈ શકે છે કે મુસલમાનો અમારાથી ઈર્ષ્યા રાખે છે.

## ૪. જૂઠી પ્રશંસા અને પ્રસિદ્ધિના લાલચુ :

સ્વાર્થી એ'તેકાદી મુનાફિકોનું ચોથું જૂથ તે લોકો પર આધારિત હતું, જેઓ મફતની પ્રસિદ્ધિ અને પ્રશંસાની લાલચમાં પોતે ઇસ્લામના ધ્વજવાહક હોવાની જાહેરાત કર્યા કરતા હતા. આવા લોકો, જેમ કે મનોવિજ્ઞાનનો અભ્યાસ દર્શાવે છે કે મોટાભાગે દરેક સમાજમાં અવશ્ય જોવા મળે છે, જેમને બસ, પોતાની નામના અને ખ્યાતિની ભૂખ હોય છે. આ લોકો પ્રત્યેક નોંધપાત્ર કાર્યોની ક્રેડિટ મેળવવાને જ પોતાના જીવનનો ધ્યેય સમજે છે. ઇસ્લામી દા'વતના ઉન્નતિ કાળમાં એના શાનદાર કાર્યોની ક્રેડિટ એવી નહોતી કે આ માનસિકતાના લોકો તેની પ્રાપ્તિમાં બેચેન ન થાય. આવા લોકોનું પ્રાગટ્ય એક સ્વાભાવિક વાત હતી. આ પ્રાગટ્ય સંભવતઃ એવા સમયે થયું છે, જ્યારે ઇસ્લામનો દબદબો અરબસ્તાનના રાજકીય ફલક પર નોંધપાત્ર સીમા સુધી વર્ચસ્વ પ્રાપ્ત કરી ચૂક્યો હતો, અને મુસલમાનો પોતાની જાંફિશાની (પ્રાણાર્પણ અને સ્વાર્પણ)ના કારણે ઝડપથી પોતાના ઈતિહાસમાં શાનદાર અને પ્રતિષ્ઠિત કારનામાઓનો ઉમેરો કરતા જઈ રહ્યા હતા. તે વખતે જે પ્રમાણે ઘણાં લોકોએ રૂપિયા-પૈસાની લાલચમાં પોતાને મુસલમાન જાહેર કરવામાં ડહાપણ સમજ્યું, તે જ પ્રમાણે કેટલાય ઉત્સાહી લોકો એવા પણ હતા

જેમણે પાંચેય સવારોમાં નામ લખાવવાને પોતાનો ઉદ્દેશ્ય બનાવી લીધો હતો, પરંતુ તેમ છતાં ઈસ્લામના નામ પર કોઈપણ પ્રકારનું બલિદાન ન આપવું એ અહીં પણ એક નિર્ધારીત વસ્તુ હતી. તેઓ 'મુજાહિદે-કોમ' અને 'શહીદે-મિલ્લત' તો કહેવડાવવા ઈચ્છતા હતા, પણ તેના માટે પોતાની આંગળી પણ કપાવવા તૈયાર નહોતા, બલ્કે બીજાઓનું લોહી લગાવી લેવાનું પૂરતું સમજતા હતા. નીચેની આયત આવા જ મુજાહિદો અંગે કંઈક કહી રહી છે :

لَا تَحْسَبَنَّ الَّذِيْنَ يَفْرَحُوْنَ بِمَآ اَتَوْا وَّيُحِبُّوْنَ اَنْ يُّحْمَدُوْا بِمَا لَمْ
يَفْعَلُوْا فَلَا تَحْسَبَنَّهُمْ بِمَفَازَةٍ مِّنَ الْعَذَابِ ۚ وَلَهُمْ عَذَابٌ اَلِيْمٌ

''અને જે લોકો પોતાના (દંભી) કરતૂકો પર ખુશ થાય છે અને ઇચ્છે છે કે જે કામ તેમણે નથી કર્યા તેના માટે તેમની પ્રશંસા કરવામાં આવે, આવા લોકો વિશે તમે કદાપિ એવું ન વિચારો કે તેઓ અઝાબથી મુક્ત છે. તેમના માટે પીડાકારી યાતના છે.''

(સૂરઃ આલે ઈમરાન, આ. ૧૮૮)

## —: ત્રીજો પ્રકાર :—

### (શંકા-કુશંકામાં ગ્રસ્ત અમલી મુનાફિકો)

એ'તેકાદી (ઈમાન કે આસ્થામાં દંભ રાખનાર) મુનાફિકો પછી અમલી મુનાફિકો, એટલે કે વ્યવહારમાં દંભ રાખનાર મુનાફિકોનો ક્રમ આવે છે. આ મુનાફિકોમાં સૌથી ખરાબ જૂથને પહેલા લો. અર્થાત્ એ જૂથને, જેમના દંભનો રોગ વિશ્વાસમાં કમીએ પેદા કર્યો હતો, જે શાહ વલીઉલ્લાહ રહ.ના કહેવા મુજબ પોતાના મિત્રો, સાથીઓ અને કુટુંબીજનોના દેખાદેખી મિલ્લતે ઇસ્લામિયામાં આવીને ભળી ગયા હતા,(૧) અને સ્વયં આત્મસંતોષ અને શંકા-કુશંકાથી પર હોવાની કૃપાથી વંચિત હતા. તેમને

(૧) જે લોકો સામાન્ય માનવીય માનસિકતાની સાથે-સાથે આરબોની ખાસ કબીલા-પરસ્તીવાળી માનસિકતાથી પણ વાકેફ છે, તેમના પર એ રહસ્ય છૂપું નથી રહી શકતું કે કેટલાય આરબો કેવળ એટલા માટે મિલ્લતે ઈસ્લામીયામાં આવીને દાખલ થઈ ગયા હશે કે તેમનાં કબીલાના લોકપ્રિય લોકો મુસલમાન બની ચૂક્યા હતા, અથવા એ કે તેમના કબીલામાંથી જે લોકો મુસલમાન બની ગયા હતા તેમના પર જુલ્મ થઈ રહ્યો છે. ઈતિહાસમાં આ હકીકતના ઉદાહરણો મોજૂદ છે. એવું લાગતું હતું કે અબૂ તાલિબ પણ આ જ પ્રકારના પ્રેરકોને લઈને મુસલમાન બની જતાં, પરંતુ બીજા કેટલાક પરિબળોએ તેમને આવું ન કરવા દીધું. તેમ છતાં આ કબીલા તરફી પક્ષપાતની ભાવનાનો જ ચમત્કાર હતો કે તેઓ જીવનભર કાફિરોના મુકાબલામાં મુસલમાનોની મદદ કરતા રહ્યા. (લે.)

તૌહીદ પર એવો દઢ વિશ્વાસ નહોતો, જેવો હોવો જોઈએ. તેમને નબી ﷺ ની રિસાલત પર તે સંતોષ નહોતો, જેના વગર ઈમાન ખરેખર ઈમાન નથી. જો કે તેઓ કુફ્રના મુકાબલામાં ઈસ્લામથી વધારે નજીક હતા, પરંતુ તેમ છતાં, તૌહીદ અને શિર્કની વચ્ચે લટકેલાં હતા. આ લોકો 'લા-ઈલાહ ઈલ્લલ્લાહ'નો ઈકરાર પણ કરતા હતા અને અલ્લાહની ઈબાદત પણ કરતા હતા, પરંતુ હજુ સુધી તેમના હૃદયમાંથી 'اَرْبَابًا مِّنْ دُوْنِ اللّٰهِ' (અલ્લાહ સિવાય બીજા કોઈ રબ)ના મહિમાના પુરાણા ચિહ્નો મટ્યા નહોતા. તેમના સામાન્ય જીવનની સપાટી પર ઈસ્લામનો રંગ જરૂર હતો, પણ કેટલીક ખાસ પરિસ્થિતિમાં આ રંગ ઊડી જતો હતો; જેમ કે મુશ્કેલીઓ વખતે અલ્લાહ સિવાય ગૈરુલ્લાહ (અલ્લાહ સિવાય કે ઉપરાંત અન્ય)ના આસ્તાનાઓ પર પોતાની માગણીઓ મૂકવા લાગતા, કેમ કે તેમને તેમનાથી પોતાની જરૂરતો પૂરી થવાની આશાઓ હતી. આ જ લોકો છે, જેમના વિશે કુર્આન કહે છે :

وَمِنَ النَّاسِ مَنْ يَّعْبُدُ اللّٰهَ عَلٰى حَرْفٍ ۚ فَاِنْ اَصَابَهٗ خَيْرُ ۨ اطْمَاَنَّ
بِهٖ ۚ وَاِنْ اَصَابَتْهُ فِتْنَةُ ۨ انْقَلَبَ عَلٰى وَجْهِهٖ ۚ خَسِرَ الدُّنْيَا وَالْاٰخِرَةَ ؕ
ذٰلِكَ هُوَ الْخُسْرَانُ الْمُبِيْنُ ۞ يَدْعُوْا مِنْ دُوْنِ اللّٰهِ مَا لَا يَضُرُّهٗ
وَمَا لَا يَنْفَعُهٗ ؕ ذٰلِكَ هُوَ الضَّلٰلُ الْبَعِيْدُ ۞

''અને કેટલાક લોકો એવા છે, જેઓ અલ્લાહની ઈબાદત કરે તો છે, પણ બસ કિનારા પર ઊભા રહીને. અર્થાત્ એ રીતે કે જો તેમને કોઈ ફાયદો થાય તો સંતુષ્ટ થઈ ગયા અને જો કોઈ મુસીબત આવી જાય તો મોઢું ફેરવી ગયા. દુનિયા અને આખિરત બંનેથી ગયા, આનું જ નામ ખુલ્લું નુકસાન છે. આ લોકો (મુસીબત વખતે) અલ્લાહને છોડીને તેમનાથી દુઆઓ માગવા લાગે છે, જેઓ ન તો તેમને નફો પહોંચાડવાનું સામર્થ્ય ધરાવે છે, ન નુકસાન પહોંચાડવાનું. આ જ છે છેલ્લી કક્ષાની ગુમરાહી.''

(સૂરઃ હજ્જ, આ. ૧૧-૧૨)

જો કે આ જૂથ માટે કુર્આનમાં શબ્દ 'મુનાફિક' પ્રયુક્ત થયો નથી, પરંતુ તેની જે સ્થિતિનું વર્ણન કરવામાં આવ્યું છે, તે સ્પષ્ટ રૂપે 'નિફાક'ની વ્યાખ્યામાં આવી જાય છે. આ લોકો એક તરફ અલ્લાહનો ઈકરાર અને તેની ઈબાદત કરતા હતા અને બીજી તરફ ગૈરુલ્લાહને 'હાજતરવા' (જરૂરત પૂરી કરનાર) પણ બનાવતા હતા. આ વસ્તુ 'એક રસ્તાથી ઈસ્લામમાં દાખલ થવું અને બીજા રસ્તેથી નીકળી જવું' નથી તો બીજું શું છે? જો કે 'દાખલ થવું અને નીકળી જવું' તે અંતિમ અર્થમાં નથી, જે અર્થમાં એ'તેકાદી

મુનાફિકોનું દાખલ થવું અને નીકળી જવું હતું; કેમ કે આ તે લોકો છે જેમણે ઇસ્લામને પોતાના દીનના રૂપે સ્વીકારી લીધો હતો અને જેઓ મિલ્લતે કુફ્રના મુકાબલામાં પોતાને મિલ્લતે ઇસ્લામથી જોડાયેલ સમજતા હતા અને તેમની ભાવનાઓ પણ ઇસ્લામની સાથે હતી. એ'તેકાદી મુનાફિકો જેવી તેમનામાં કોઈ વાત નહોતી. પરંતુ એ વાત પણ પોતાની જગ્યાએ અટલ હકીકત છે કે જે રીતે અજમાયશના પ્રસંગોએ પ્રથમ પ્રકારના મુનાફિકો (એ'તેકાદી મુનાફિકો - ઈમાનમાં દંભ કરનારાઓ) ઇસ્લામથી કોઈ સંબંધ ન હોય તેવા સાબિત થાય છે, બિલકુલ એ જ રીતે નહીં તો મહદ્અંશે આ લોકો પણ કંઈ જુદા જ નજર આવે છે. જેમ કે અહઝાબની લડાઈમાં સ્થિતિ સંગીન જોઈને કેવળ અસલી મુનાફિકોએ જ અજ્ઞાનતાપૂર્ણ માનસિકતાનો પુરાવો ન આપ્યો, બલ્કે શંકા-કુશંકાના આ રોગીઓએ પણ કંઈ એ જ રીતે વિચારવાનું શરૂ કર્યું હતું. કુર્આન આ બંને પ્રકારના 'મુસલમાનો'નો એકી સાથે ઉલ્લેખ કરીને કહે છે :

وَإِذْ يَقُولُ الْمُنٰفِقُوْنَ وَالَّذِيْنَ فِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ مَّا
وَعَدَنَا اللّٰهُ وَرَسُوْلُهٗٓ إِلَّا غُرُوْرًا ۝

''જ્યારે મુનાફિક અને તે લોકો જેમના હૃદયમાં રોગ છે, કહેવા લાગ્યા હતા કે અલ્લાહ અને તેના રસૂલે અમને નર્યો ધોખા (વિજય)નો વાયદો કર્યો હતો.''

(સૂરઃ અહઝાબ, આ. ૧૨)

અને આવું થવું પણ જોઈએ, કેમ કે જ્યારે દિલ ઈમાનની ઓછામાં ઓછી ઊંડાઈથી ખાલી હોય, તો અલ્લાહ અને તેના રસૂલ વિશે સારો વિચાર અને મત તથા મુશ્કેલીઓમાં અડગ રહવાની વૃત્તિ ક્યાંથી મળી શકે છે.

## —: ચોથો પ્રકાર :—

### (તકવાદી અને સ્વાર્થી અમલી મુનાફિકો)

આ મુનાફિકોનો અંતિમ પ્રકાર છે. આ તે પ્રકાર છે, જે સાપેક્ષ રીતે ઇસ્લામથી વધુ નજીક અને બિનઇસ્લામથી વધારે દૂર છે. આ જૂથ તે લોકો પર આધારિત હતું, જેમના અકીદા (આસ્થા, શ્રદ્ધા)માં કુફ્ર નહીં, બલ્કે ઇસ્લામ જ ઇસ્લામ હતો, જે ઇસ્લામના સિદ્ધાંતોને સ્વાભાવિકપણે નિશ્ચિત રૂપે અપનાવી ચૂક્યા હતા, જેમના ઈમાનના દાવામાં આડંબર નહોતો; બલ્કે તેમને શંકા અને દુવિધાના

પણ રોગી કહી હકાય તેમ નથી. પરંતુ આ તમામ બાબતો છતાં, તેમને દુનિયાના સ્વાર્થનો રોગ લાગૂ પડી ગયો હતો, જે તેમને ઇસ્લામના ઇકરારની અમલી સાબિતી આપવા દેતો નહોતો. આ લોકો પારિભાષિક અને રાજકીય ભાષામાં ચોક્કસપણે મુસલમાન હતા, પણ એવા મુસલમાન જેમનો ઇસ્લામ ઇરાદાની મજબૂતી અને અમલના સાહસથી તદ્દન અનભિજ્ઞ હતો, જે તેમનાથી તેમના પ્રાણ, ધનદોલત અને સાંસ્કૃતિક હિતોની કુરબાની નહોતો લઈ શકતો. આવા અલ્પોત્સાહ અને ડરપોક અને નિર્બળ ઈમાન ધરાવતા લોકો પર કેવળ ડાંટ-ડપટ અને ભર્ત્સના જ કરવામાં આવી નથી, બલ્કે ક્યારેક તો તેમને ચોખ્ખા શબ્દોમાં મુનાફિક કહીને પોકારવામાં આવ્યા છે, આવા જ લોકો માટે કુર્આન કહે છે :

وَمِنَ النَّاسِ مَنْ يَّقُوْلُ اٰمَنَّا بِاللّٰهِ فَاِذَآ اُوْذِيَ فِي اللّٰهِ جَعَلَ فِتْنَةَ النَّاسِ
كَعَذَابِ اللّٰهِ ؕ وَلَئِنْ جَآءَ نَصْرٌ مِّنْ رَّبِّكَ لَيَقُوْلُنَّ اِنَّا كُنَّا مَعَكُمْ ؕ اَوَلَيْسَ
اللّٰهُ بِاَعْلَمَ بِمَا فِيْ صُدُوْرِ الْعٰلَمِيْنَ ۝ وَلَيَعْلَمَنَّ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا
وَلَيَعْلَمَنَّ الْمُنٰفِقِيْنَ

''અને કેટલાક લોકો એવા પણ છે, જેઓ કહે છે કે અમે અલ્લાહ પર ઈમાન લાવ્યા, પણ જ્યારે તેમને અલ્લાહના માર્ગમાં કોઈ તકલીફ પહોંચે છે, તો માણસો દ્વારા પહોંચાડવામાં આવેલ તકલીફને અલ્લાહના અઝાબની જેમ (અસહ્ય અને ભયાનક) સમજે છે અને જો તમારા પરવરદિગારની મદદ આવી જાય તો આ જ લોકો કહેવા લાગશે કે 'અમે તો તમારા જ સાથે હતા'. શું અલ્લાહ જગતભરના લોકોના હૃદયનાં રહસ્યોથી વાકેફ નથી ? નિશ્ચિતપણે અલ્લાહ તેમને જાણીને (અર્થાત્ જાહેર કરીને) જ રહેશે, જેઓ ખરેખર ઈમાનવાળા છે અને તેમને પણ જેઓ મુનાફિક છે.''

(સૂરઃ અન્-કબૂત, આ. ૧૦-૧૧)

સ્પષ્ટ રહે કે આ આયત સૂરઃ અન્કબૂતની છે, જે તે વખતે અવતરિત થઈ હતી જ્યારે મુસલમાનોનો કાફલો અત્યાચારથી ભરપૂર મક્કામાં જ હતો અને મક્કા અલ્લાહના દુશ્મનોના નીતનવા જુલ્મોની પરિપાટી બનેલ હતું. સ્પષ્ટ છે કે જ્યાં અત્યાચારોની ઝડી વરસતી હોય તેના અંદર અને તેના મઝલૂમિયતના સમયમાં એવા મુનાફિકોનું પ્રાગટ્ય ક્યાંથી થઈ શકે છે, જે કોઈ ગરજ અને હેતુની સાથે ઈમાનનો ઇઝહાર કરતા. તે વખતે તો ઇસ્લામ રાજકીય અને સામાજિક, એમ દરેક રીતે

મઝલૂમ અને કોપિત હતો. તેનું નામ લેવું જ દરેક પ્રકારની યાતનાઓને આમંત્રણ આપવા સમાન હતું. તેથી એ તદ્દન અસંભવ છે કે અહીં એવા મુનાફિકોનો ઉલ્લેખ થઈ રહ્યો હોય, જે અકીદાના મુનાફિક હોય. તે જ રીતે તેની પણ કોઈ સંભાવના નથી કે આ આયતોમાં ત્રીજા પ્રકારના મુનાફિકોનો ઉલ્લેખ હોય, અર્થાત્ એવા મુનાફિકોનો જેઓ અમલ અને ચરિત્રની રીતે મુનાફિક હોય અને જેમના નિફાકના કૃત્યનો સ્રોત તેમની શંકા-કુશંકા અને દુવિધાભરી માનસિકતા હોય; કેમ કે આગળ-પાછળ જે વિગતોનું વર્ણન કરવામાં આવ્યું છે અને આ જૂથની જે સ્થિતિ પ્રસ્તુત કરવામાં આવેલ છે, તેમાં ઈમાનમાં અવિશ્વાસનો કોઈ ઉલ્લેખ નથી, બલ્કે માત્ર હિંમતની કમજોરી અને દુનિયાથી પ્રેમનો ઉલ્લેખ છે. તેથી અનિવાર્યપણે અહીં તે કાચાપોચા મુસલમાનોનો ઉલ્લેખ છે અને તેમને સખ્તાઈથી મુનાફિક પણ કહેવામાં આવ્યા છે, જેઓ કાફિરોના પશુતાભર્યા જુલ્મો-સિતમથી વ્યાકુળ થઈને ધૈર્યનું દામન હાથથી છોડી દેતા હતા; કેમ કે હવે એક મોટી કુરબાનીની માગણીનો સમય નજીક હતો (અર્થાત્ હિજરતનો), તેથી અલ્લાહતઆલાએ અત્યારથી જ જમીન સાનુકૂળ કરવાનું શરૂ કરી દીધું હતું અને ઇશારા-ઇશારામાં તેના માટે કમર કસી લેવાની ચેતવણી આપવાનું આવશ્યક સમજ્યું. તેથી અહીં અંતિમ આયતમાં જે અજમાયશ તરફ ઇશારો છે, તે હિજરતની જ અજમાયશ છે, જે અમુક દિવસો પછી જ મુસલમાનો સામે આવી ગઈ. આ કસોટી પણ જાન અને માલની કુરબાનીઓની જેમ અત્યંત કઠિન છે, જેમાં સારા-સારાની હિંમત જવાબ આપી દે છે. આમ, જ્યારે હિજરતનો સ્પષ્ટ હુકમ આવી ગયો, તો નબળા ઈમાનવાળા જૂથના કદમ ફસકી ગયા અને તેઓ જુદા-જુદા બહાનાઓથી મક્કામાં જ રહી ગયા. આ લોકો, આમ તો અલ્લાહને એક અને રસૂલને સાચા માનતા હતા, કુર્આનની તિલાવત પણ કરતા હતા અને નમાઝ પણ પઢતા હતા અને એ રીતે મિલ્લતે ઇસ્લામિયામાં જ સામેલ હતા, પરંતુ, કેમ કે તેમનું ઈમાન એવું નહોતું કે અલ્લાહના પ્રેમ કાજે પોતાના ઘરબાર અને પરિવારજનો અને દેશ અને વતનના પ્રેમને કુરબાન કરી દેતા; અને ઇસ્લામથી તેમનો સંબંધ એવો મજબૂત નહોતો કે જે વતનમાં તેમને મુસલમાન બનીને જીવન વિતાવવાની તક નહોતી મળી રહી, તેને અલ્લાહના આદેશ આવી ગયા પછી છોડીને નીકળી પડતા અને દરેક તે જગ્યાએ જવા માટે તૈયાર થઈ જતા, જ્યાં તેઓ મુસલમાન બનીને જીવન વિતાવી શકે. તેથી અલ્લાહતઆલાએ તેમને સાચા મુસલમાનોથી અલગ કરી દીધા. તેમના નૈતિક દરજ્જા અને કાનૂની અધિકારો, બંનેને અસલી મુસલમાનોથી અલગ કરીને મૂકી દીધા.

وَالَّذِيْنَ اٰمَنُوْا وَلَمْ يُهَاجِرُوْا مَا لَكُمْ مِّنْ وَّلَايَتِهِمْ مِّنْ شَيْءٍ حَتّٰى يُهَاجِرُوْا ۚ وَاِنِ اسْتَنْصَرُوْكُمْ فِي الدِّيْنِ فَعَلَيْكُمُ النَّصْرُ اِلَّا عَلٰى قَوْمٍ بَيْنَكُمْ وَبَيْنَهُمْ مِّيْثَاقٌ

''અને જે લોકો ઈમાન તો લાવ્યા, પણ તેમણે હિજરત ન કરી, તેમની વિલાયત (સંરક્ષણ) સાથે તમારો કોઈ સંબંધ નથી, જ્યાં સુધી તેઓ પણ (તમારી જેમ) હિજરત ન કરી લે. અલબત્ત, જો દીનના મામલામાં તે લોકો (કાફિરો વિરુદ્ધ) તમારાથી મદદ માગે તો તમારા પર તેમની મદદ અનિવાર્ય છે, શરત એ છે કે તે જૂથથી, જેના વિરુદ્ધ તેઓ તમારી મદદ માગે, અગાઉથી તમારો કોઈ કરાર ન હોય.'' (સૂરઃ અન્ફાલ, આ. ૭૨)

વિચાર કરો ! અહીં, આમ તો અલ્લાહતઆલાની વર્ણનશૈલીથી તે કમજોર ઈમાનવાળાઓ વિરુદ્ધ તે નારાજગી સ્પષ્ટ નથી થઈ રહી, જે પૂર્ણ મુનાફિકો વિશે સામાન્ય રીતે તે પ્રગટ કરતો હોય છે; પરંતુ તે સ્પષ્ટ રૂપે ફરક કરી રહ્યો છે તે મુસલમાનોમાં જેઓ ઇસ્લામ લાવ્યા પછી દુનિયાની દરેક વસ્તુથી વધીને ઇસ્લામને પ્રિય રાખે છે અને તે મુસલમાનોમાં જેમના અંદર એટલી નૈતિક હિંમત કે ઇસ્લામથી એટલો પ્રેમ અને લગાવ નથી કે તેના ખાતર પરિવારજનો અને ઘરબાર છોડી શકે. અલ્લાહતઆલાની નજરમાં ખરી મિલ્લતે ઇસ્લામિયા પ્રથમ જૂથ છે, ન કે બીજી. તે હિઝ્બે-ઇસ્લામી (ઇસ્લામી પાર્ટી)ની હેસિયતથી કેવળ પ્રથમ જૂથને સંબોધન કરે છે અને બીજા જૂથની હેસિયત તેની નજરમાં માત્ર એ છે કે તેમના ઇસ્લામના ઇકરારના કારણે હિઝ્બે-ઇસ્લામીની સાથે તેમના થોડાઘણાં સંબંધનો સ્વીકાર કરે છે. પછી 'થોડોઘણો સંબંધ' પણ કેટલો નિમ્ન છે કે ઇસ્લામ લાવ્યા પછી હિજરત અને જિહાદ કરવાવાળા મુસલમાનો તો એક-બીજાના સાથીઓ અને મિત્રો છે, પરંતુ હિજરત અને જિહાદ ન કરવાવાળા મુસલમાનો આ બિરાદરીથી બહાર છે. તેમના સાથે 'વિલાયત' (સંરક્ષણ) નો પણ કોઈ સંબંધ નથી. તેમનો હક્ક માત્ર એટલો છે કે જો મુસલમાન હોવાના કારણે કાફિરો તેમને સતાવે-પરેશાન કરે અને તેઓ ઇસ્લામી હકુમતથી મદદ માગે, તો ઇસ્લામી હકુમતનું કર્તવ્ય છે કે તેમની મદદ કરે. પરંતુ જો કાફિરોથી ઇસ્લામી રાજ્યનો અગાઉથી નાયુદ્ધનો કરાર હોય, આ પરિસ્થિતિમાં તેઓ તે કથિત મુસલમાન ભાઈઓની આવી મદદ પણ ન કરે; કેમ કે જે મુસલમાનો પોતાના ઈમાન પર વતન અને કબીલા કે બિરાદરીના પ્રેમને કુરબાન નથી કરી

શકતા, તેઓ એટલું મૂલ્ય પણ નથી રાખતા કે મિલ્લતે ઇસ્લામિયા તેમના માટે પોતાના કરારો અને સંધિઓને કુરબાન કરે.

અમલ અને ચરિત્રના મુનાફિકોના આ પ્રકારમાં સામેલ આવો સ્વાર્થ, ક્યારેક તો એવા કામો પણ કરાવી દે છે, જેના પછી માણસ જહન્નમનું ઇંધણ બન્યા વગર નથી રહેતો. કુર્આન-મજીદ એક જૂથનો ઉલ્લેખ કરતાં ફરમાવે છે :

إِنَّ الَّذِينَ تَوَفَّاهُمُ الْمَلَائِكَةُ ظَالِمِي أَنفُسِهِمْ قَالُوا فِيمَ كُنتُمْ ۖ قَالُوا كُنَّا مُسْتَضْعَفِينَ فِي الْأَرْضِ ۚ قَالُوا أَلَمْ تَكُنْ أَرْضُ اللَّهِ وَاسِعَةً فَتُهَاجِرُوا فِيهَا ۚ فَأُولَٰئِكَ مَأْوَاهُمْ جَهَنَّمُ ۖ وَسَاءَتْ مَصِيرًا ﴿٩٧﴾

''તે લોકોથી, જેમના પ્રાણ ફરિશ્તાઓએ એ સ્થિતિમાં કાઢ્યા કે તેઓ કાફિરોના ભયથી જાહેરમાં સત્ય-નિષ્ઠા ન દર્શાવીને પોતે જ પોતાના પર જુલ્મ કરી રહ્યા હતા, ફરિશ્તાઓએ પૂછ્યું કે તમે આ તે કેવી સ્થિતિમાં હતા ? તેમણે જવાબ આપ્યો કે અમે અમારા વતનમાં લાચાર હતા. ફરિશ્તાઓએ કહ્યું કે શું અલ્લાહની જમીન તમારા માટે વિશાળ નહોતી કે તમે (સત્ય કાજે) તેમાં ક્યાંક હિજરત કરીને ચાલ્યા જતા (અને ત્યાં સ્વતંત્રતાથી અલ્લાહની બંદગી કરતા). બસ, આ તે લોકો છે, જેમનું ઠેકાણું જહન્નમ છે અને તે ખૂબ જ ખરાબ જગ્યા છે.'' (સૂરઃ નિસા, આ. ૯૭)

હઝરત ઇબ્ને અબ્બાસ ﷺ આ આયતની સમજૂતીમાં કહે છે કે મક્કામાં કેટલાક લોકો ઇસ્લામ સ્વીકારી ચૂક્યા હતા, પરંતુ કુરૈશી કાફિરોના ડરથી તેની જાહેરમાં ઘોષણા નહોતા કરતા. મુશ્રિકો તેમને પોતાના માણસ સમજતા હતા. છેવટે જ્યારે બદ્રના યુદ્ધનો વખત આવ્યો, તો તેમને પણ લાચારીવશ મુશ્રિકોની સાથે રહીને મુસલમાનોના મુકાબલામાં આવવું પડ્યું. કેટલાક તેમાંથી માર્યા ગયા. ઘમાસાણ યુદ્ધ પૂરું થઈ ગયા પછી જ્યારે તેમની લાશોને ઓળખવામાં આવી તો મુસલમાનોએ કહ્યું કે આ તો અમારા ભાઈ હતા, કેવળ કાફિરો દ્વારા મજબૂર કરવાથી યુદ્ધમાં ભાગ લીધો હતો. આવો, તેમના માટે અલ્લાહતઆલાથી મગફિરત (ક્ષમા)ની દુઆ કરીએ. આ વાત પર આ આયત અવતરિત થઈ, અને તેણે ચોખ્ખે-ચોખ્ખું બતાવી દીધું કે જે ઈમાનના દાવેદારોએ સામર્થ્ય હોવા છતાં પોતાની ઈમાનની દોલતની રક્ષા માટે વતનના પ્રેમને કુરબાન ન કર્યો અને દેશનિકાલની મુસીબતો સહન કરવાથી મોઢું ફેરવ્યું, ત્યાં સુધી કે તેમને કુફ્રની હિમાયતમાં ઇસ્લામ વિરુદ્ધ તલવાર પણ ઉઠાવવી પડી, અલ્લાહતઆલાની હજૂરમાં

તેમના ઈમાનનું કોઈ મૂલ્ય નથી. આમને મોમિન અને મુસ્લિમ કહેવું જ ખોટું છે.

મક્કામાં આવા લોકોની સંખ્યા તો કદાચ કંઈ વધારે નહોતી, પણ મદીનામાં આવા કથિત મુસલમાનોનું એક મોટું જૂથ ઊભું થઈ ગયું હતું, જે ખરેખર તો ઇસ્લામને પોતાનો દીન સમજતું હતું. પરંતુ તેમની આ ઇસ્લામિયત તેમના સ્વાર્થી વલણને તાબે હતી. આ જ લોકો છે, જેમના વિશે ફરમાવવામાં આવ્યું છે કે –

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ قِيْلَ لَهُمْ كُفُّوْٓا اَيْدِيَكُمْ وَ اَقِيْمُوا الصَّلٰوةَ وَ اٰتُوا الزَّكٰوةَ ۚ فَلَمَّا كُتِبَ عَلَيْهِمُ الْقِتَالُ اِذَا فَرِيْقٌ مِّنْهُمْ يَخْشَوْنَ النَّاسَ كَخَشْيَةِ اللّٰهِ اَوْ اَشَدَّ خَشْيَةً ۚ وَ قَالُوْا رَبَّنَا لِمَ كَتَبْتَ عَلَيْنَا الْقِتَالَ ۚ لَوْلَآ اَخَّرْتَنَآ اِلٰٓى اَجَلٍ قَرِيْبٍ

''શું તમે એ લોકોને ન જોયાં, જેમને કહેવામાં આવ્યું હતું કે (હમણાં લડાઈથી) પોતાના હાથને રોકી રાખો (અર્થાત્ અત્યારે તો કેવળ) નમાઝ પઢો અને ઝકાત આપો ? (આ આદશેનું પાલન તો તેઓ ખૂબ સારી રીતે કરતા રહ્યા) પછી જ્યારે તેમના પર જિહાદ અનિવાર્ય કરવામાં આવી, તો તેમાંથી એક જૂથ માણસોથી (અર્થાત્ દુશ્મનોથી જે વાસ્તવમાં તેમના જેવા માણસો જ હતા) એ રીતે ડરવા લાગ્યું જે રીતે અલ્લાહથી ડરવું જોઈએ, બલ્કે તેનાથી પણ વધારે; અને કહેવા લાગ્યું કે : હે અલ્લાહ ! તમે અમારા પર જિહાદ કેમ અનિવાર્ય કરી ? અમને થોડી વધારે મહેતલ કેમ ન આપી ?''

(સૂરઃ નિસા, આ. ૭૭)

આ આયતોમાં એ બાબતની સ્પષ્ટતા છે કે આ લોકો કુર્આનના આદેશો અને મનાઈથી તદ્દન વિમુખ નહોતા થયા, બલ્કે નમાઝ અને ઝકાતની અદાયગી અને આવા જ અન્ય આદેશોને બજાવી લાવવામાં બીજા મુસલમાનોથી કોઈપણ રીતે ઊતરતા નહોતા; પરંતુ જ્યારે યુદ્ધનો સમય આવ્યો, તો તેઓ રણભૂમિના ભયાનક દૃશ્યો અને મુસીબતોની કલ્પનાઓ કરીને ધ્રુજી ઉઠ્યા અને ઈમાનની કમજોરી દિલોમાંથી નીકળીને ચહેરા ઉપર ઝળકવા લાગી; કેમ કે દિલોમાં તો દુનિયાનો પ્રેમ સમાયેલો હતો, તેથી યુદ્ધના મેદાનનું નામ સાંભળતાં જ તેમના હોશ ઉડી ગયા, એટલા માટે કે ત્યાં ગયા પછી તો આખી દુનિયા જ છીનવાઈ જવાની સંભાવના હતી. તેમના દુનિયાની ધનદોલતના આ જ પ્રેમને સામે રાખીને આગળ અલ્લાહતઆલાએ ફરમાવ્યું કે : દુનિયાની જીવન-સામગ્રી તો ખૂબ થોડી છે અને આખિરત તેનાથી ઘણી વધારે સારી છે – قُلْ مَتَاعُ الدُّنْيَا قَلِيْلٌ.

ઉહદના યુદ્ધ માટે રણશિંગુ ફૂંકાઈ ચૂક્યું હતું, તેથી વિવશતાપૂર્વક એ તમામ લોકોને યુદ્ધ માટે નીકળવું જ પડ્યું, જેઓ પોતાને મુસલમાનોમાં સામેલ સમજતા હતા. ત્યાર બાદ થોડેક દૂર ગયા પછી પાકા (અર્થાત્ એ'તેકાદી, ઈમાનમાં દંભી) મુનાફિકોએ કેટલીક વાતો બનાવીને સાથ છોડી દીધો અને પાછા ફરી ગયા. પરંતુ બીજા લોકોને તો રણસંગ્રામમાં ઉતરવું જ પડ્યું. તેમાં આ અમલી મુનાફિકો પણ હતા. જ્યાં સુધી મુસલમાનોનું પલ્લું ભારે રહ્યું, આ લોકો પણ કંઈક અંશે સંતુષ્ટ રહ્યા, પણ જ્યારે કાફિરોનો પક્ષ વર્ચસ્વ પ્રાપ્ત કરવા લાગ્યો અને ઇસ્લામના લશ્કરમાં વિખરાવ ઊભો થઈ ગયો તો એકાએક તેમના હોશકોશ ઊડી ગયા.

وَطَآئِفَةٌ قَدْ اَهَمَّتْهُمْ اَنْفُسُهُمْ يَظُنُّوْنَ بِاللّٰهِ غَيْرَ الْحَقِّ ظَنَّ الْجَاهِلِيَّةِ
يَقُوْلُوْنَ هَلْ لَّنَا مِنَ الْاَمْرِ مِنْ شَيْءٍ قُلْ اِنَّ الْاَمْرَ كُلَّهٗ لِلّٰهِ يُخْفُوْنَ
فِيْٓ اَنْفُسِهِمْ مَّا لَا يُبْدُوْنَ لَكَ يَقُوْلُوْنَ لَوْ كَانَ لَنَا مِنَ الْاَمْرِ شَيْءٌ
مَّا قُتِلْنَا هٰهُنَا

''તેમને તો બસ, પોતાના જીવની ચિંતા લાગેલી હતી. અલ્લાહ વિશે અનુચિત અને અજ્ઞાનતા-કાળ જેવાં અનુમાનો કરી રહ્યા હતા કે શું અમને પણ કંઈ અધિકાર છે ? હે પયગંબર ! તેમને કહી દો કે બધી સત્તા અને અધિકાર તો અલ્લાહના હાથમાં છે (કેવળ એટલું જ નહિં, બલ્કે) તેમણે પોતાના દિલોમાં બીજી ઘણી વાતો પણ છૂપાવી રાખી છે, જેને તેઓ સાફ જાહેર નથી કરતા. દિલમાં કહે છે કે જો અમારું ચાલતું તો (ન અમે અહીં આવતા અને) ન માર્યા જતા.'' (સૂરઃ આલે ઇમરાન, આ. ૧૫૪)

# નિફાકના કાર્યો

મુનાફિકોના મૂળ અને સૈદ્ધાંતિક પ્રકારો આ જ છે, જેનું વર્ણન કરવામાં આવ્યું છે. કુર્આનમાં અલગ-અલગ પ્રકારના મુનાફિકોની માનસિકતાનું ખૂબ વિગતવાર વિશ્લેષણ કરવામાં આવ્યું છે અને તેમના વિચારો અને આચરણની એક લાંબી યાદી પ્રસ્તુત કરવામાં આવી છે. આ યાદીને જો 'આલએ નિફાક પૈમાં' (નિફાક માપવાનું સાધન) અથવા 'મિક્યાસુલ નિફાક' (નિફાક-યંત્ર) કહેવામાં આવે તો તે કેવળ એક ઘટનાનો ઇઝહાર હશે, અતિશયોક્તિ કદાપિ નહીં હોય. આ યાદીમાં એ'તેકાદી અને અમલી, સ્વાર્થી અને નિઃસ્વાર્થી, ટૂંકમાં દરેક પ્રકારના અને પ્રત્યેક પ્રકારમાંથી પણ દરેક જૂથના કાર્યો અને લક્ષણોનો ઉલ્લેખ છે, અને તેમાં તે કાર્યો પણ છે જે કોઈ ખાસ પ્રકારના અથવા કોઈ પ્રકારના કોઈ ખાસ જૂથના ખાસ કાર્યો અને લક્ષણો છે, અને તે કાર્યો અને લક્ષણો પણ છે જે બે અથવા બેથી વધારે પ્રકારો અને જૂથોમાં સમાન છે, અને તે કાર્યો અને લક્ષણો પણ છે જે તમામ મુનાફિકોમાં જોવા મળે છે. આ કાર્યોમાંથી કેટલાકનો ઉલ્લેખ આમ તો વિભિન્ન પ્રકારો અને જૂથોના ઉલ્લેખની ચર્ચામાં અગાઉ થઈ ગયો છે, પરંતુ તે નિફાકના કાર્યોનો ખૂબ નાનો ભાગ છે જેનું વર્ણન આ રીતે થયું છે, અર્થાત્ તે માત્ર એવા કાર્યો છે જે જુદા-જુદા જૂથોના ખાસ અને વિભિન્નકૃત છે, બલ્કે તેમનો પણ કેવળ એક ભાગ છે, જેમને કાં તો દૃષ્ટાંત રૂપે વર્ણવવામાં આવેલ છે, કે પછી તેનું વર્ણન જુદા-જુદા જૂથોના મુખ્ય અને સ્પષ્ટ લક્ષણોની હેસિયતથી થયું છે. શેષ બધા કાર્યો અને લક્ષણો, જેમાં મોટાભાગે સમાન અને કેટલાક ખાસ લક્ષણો સામેલ છે અને જેની સંખ્યા ખૂબ વધારે છે, હજુ સુધી તે વર્ણવવામાં આવેલ નથી. તેથી અમે સંક્ષિપ્તમાં તે બધા કાર્યોને એકત્ર કરીને તેની નંબરવાર નોંધ અહીં કરી રહ્યા છીએ, જેથી નિફાકનું આ આખું આલ્બમ એકી સાથે આંખોની સામે આવી જાય અને તેનાથી એ ફાયદો સરળતાથી પ્રાપ્ત થઈ શકે, જે આ પુસ્તકના સંસ્કરણનો હેતુ છે. કુર્આન અને હદીસમાં નિફાકના જે કાર્યો અને લક્ષણો બતાવવામાં આવ્યા છે, તે આ પ્રમાણે છે :

૧. જાહેર અને છૂપું બંનેમાં ફરક હોવું :

يَقُولُونَ بِأَلْسِنَتِهِم مَّا لَيْسَ فِي قُلُوبِهِمْ — ''આ લોકો જબાનથી તે વાતો કહે છે

જે તેમનાં હૃદયોમાં નથી હોતી.'' (સૂરઃ ફત્હ, આ.૧૧)

૨. સ્વાર્થી અને તકવાદી હોવું :

.... الَّذِينَ يَتَرَبَّصُونَ بِكُمْ فَإِن كَانَ لَكُمْ فَتْحٌ – ''આ દંભીઓ તમારા મામલામાં રાહ જોઈ રહ્યા છે (કે ઊંટ કઈ તરફ બેસશે.) જો અલ્લાહ તરફથી વિજય તમારો થયો તો આવીને કહેશે કે શું અમે તમારા સાથે નહોતા ? જો કાફિરોનું પલ્લું ભારે હશે તો તેમને કહેશે કે શું અમે તમારા વિરુદ્ધ લડવા માટે સમર્થ નહોતા, અને છતાં પણ અમે તમને મુસલમાનોથી બચાવ્યા ?'' (સૂરઃ નિસા, આ.૧૪૧)

૩. ખતરો હોય ત્યારે સિદ્ધાંતોની પાબંદીને મૂર્ખતા, મુશ્કેલીઓમાં સચ્ચાઈ અને ઈમાનદારીને નાદાની અને સન્માર્ગમાં સંકલ્પના ઇઝહારને બુદ્ધિહીનતા સમજવું :

.... وَإِذَا قِيلَ لَهُمْ آمِنُوا كَمَا آمَنَ النَّاسُ قَالُوا أَنُؤْمِنُ كَمَا آمَنَ السُّفَهَاءُ – ''અને જ્યારે કહેવામાં આવ્યું કે જેવી રીતે બીજા લોકો ઈમાન લાવ્યા છે તેવી રીતે તમે પણ ઈમાન લાવો, તો તેમણે એ જ જવાબ આપ્યો : શું અમે મૂર્ખ લોકોની જેમ ઈમાન લાવીએ ?'' (સૂરઃ બકરહ, આ.૧૩)

૪. ઇસ્લામ અને ઉમ્મતે ઇસ્લામિયાની મુસીબતો પર ખુશ થવું અને તેની પ્રગતિ અને ખુશહાલીને જોઈને બળવું :

إِن تَمْسَسْكُمْ حَسَنَةٌ تَسُؤْهُمْ وَإِن تُصِبْكُمْ سَيِّئَةٌ يَفْرَحُوا بِهَا – ''તમારું ભલું થાય છે તો તેમને ખરાબ લાગે છે અને તમારા પર કોઈ આફત આવે છે તો તેઓ ખુશ થાય છે.'' (સૂરઃ આલે ઇમરાન, આ.૧૨૦)

૫. ઇસ્લામના હિત વિરુદ્ધ કાવતરાઓ કરવા :

.... وَيَقُولُونَ طَاعَةٌ فَإِذَا بَرَزُوا مِنْ عِندِكَ – ''તેઓ મોઢા ઉપર કહે છે કે અમે આજ્ઞાંકિત છીએ, પરંતુ જ્યારે તમારા પાસેથી જાય છે તો તેમનામાંથી એક જૂથ રાત્રે એકત્ર થઈને તમારા વિરુદ્ધ સલાહ-મસલત કરે છે.'' (સૂરઃ નિસા, આ.૮૧)

૬. ઇસ્લામી શાસન અંગેની મહત્ત્વની બાબતો, જેને પ્રબંધકો અને વ્યવસ્થાપકોની પાસે છૂપી રાખવી જોઈએ, તેને લોકોમાં જાહેર કરી દેવું :

.... وَإِذَا جَاءَهُمْ أَمْرٌ مِّنَ الْأَمْنِ أَوِ الْخَوْفِ أَذَاعُوا بِهِ – ''આ લોકો જ્યાં કોઈ શાંતિ કે ભયના સમાચાર સાંભળી લે છે તો તેને ફેલાવી દે છે...''

(સૂરઃ નિસા, આ.૮૩)

૭. નબીના આદેશો અને ઉપદેશો તથા અલ્લાહના ફરમાનો વિરુદ્ધ ગુસપુસ કરવી :

ثُمَّ يَعُودُونَ لِمَا نُهُوا عَنْهُ وَيَتَنَاجَوْنَ بِالْإِثْمِ وَالْعُدْوَانِ وَمَعْصِيَتِ الرَّسُولِ — "...આ લોકો છુપાઈને પરસ્પર ગુના અને અતિરેકની અને રસૂલની અવજ્ઞાની વાતો કરે છે..." (સૂરઃ મુજાદલા, આ.૮)

૮. એહલે-હક્ક અને એહલે-બાતિલ બંનેથી ધોખાપૂર્વકનો મેળમિલાપ અને સંબંધ રાખવો, જેથી પ્રત્યેકના વિરોધથી શાંતિપૂર્વક રહી શકાય :

يُرِيدُونَ أَن يَأْمَنُوكُمْ وَيَأْمَنُوا قَوْمَهُمْ — "...જેઓ ઇચ્છે છે કે તમારાથી પણ સુરક્ષિત રહે અને પોતાની જાતિથી પણ..." (સૂરઃ નિસા, આ.૯૧)

૯. ઈસ્લામના કાનૂનોને (ખાસ કરીને જિહાદને) ડહાપણ-વિરુદ્ધ, બલ્કે બગાડ અને ઉપદ્રવનું કારણ અને અવ્યવહારૂ સમજવું તથા તેની સરખામણીમાં પોતાની મરજીથી બનાવેલા સ્વાર્થી વલણને શાંતિ અને સુધારણાનું જામીન સમજવું :

قَالُوا إِنَّمَا نَحْنُ مُصْلِحُونَ — "...કહ્યું કે અમે તો સુધારણા કરનારા છીએ."

(સૂરઃ બકરહ, આ.૧૧)

૧૦. ફિત્નાને (ઉપદ્રવ અને બગાડ)ને પસંદ કરવું :

كُلَّمَا رُدُّوا إِلَى الْفِتْنَةِ أُرْكِسُوا فِيهَا — "...જ્યારે પણ ફિત્નાની તક મેળવશે, તેમાં કૂદી પડશે." (સૂરઃ નિસા, આ.૯૧)

૧૧. ઈસ્લામ આજે કબૂલ કરવો અને કાલે તેનાથી ફરી જવું, કેવળ એટલા માટે કે લોકોમાં ઈસ્લામથી નફરત ઊભી થાય :

وَقَالَت طَّائِفَةٌ مِّنْ أَهْلِ الْكِتَابِ آمِنُوا بِالَّذِي أُنزِلَ.... — "ગ્રંથવાળાઓમાંથી એક જૂથ કહે છે કે આ નબીના અનુયાયીઓ ઉપર જે કંઈ અવતરિત થયું છે, તેના પર સવારે ઈમાન લાવો અને સાંજે ઇન્કાર કરી દો..." (સૂરઃ આલે ઇમરાન, આ.૭૨)

૧૨. કાફિરો અને ઈસ્લામના દુશ્મનોથી ગાઢ મિત્રતા અને પ્રેમ, અથવા સહાયતા અને સહયોગનો સંબંધ રાખવો :

الَّذِينَ يَتَّخِذُونَ الْكَافِرِينَ أَوْلِيَاءَ مِن دُونِ الْمُؤْمِنِينَ — "અને જે મુનાફિકો ઈમાનવાળાઓને છોડીને કાફિરોને પોતાના મિત્રો બનાવે છે..." (સૂરઃ નિસા, આ.૧૩૯)

૧૩. ઈસ્લામ સામે લડનાર અને દુર્ભાવના રાખનાર બળોને ઈસ્લામના ધ્વજવાહકો વિરુદ્ધ મદદ કરવી અથવા મદદનું વચન આપવું :

وَّاِنْ قُوْتِلْتُمْ لَنَنْصُرَنَّكُمْ – "જો તમારા સાથે યુદ્ધ કરવામાં આવ્યું તો અમે તમારી મદદ કરીશું." (સૂરઃ હશ્ર, આ.૧૧)

૧૪. કાફિરો સુધી પહોંચ અને ઈજ્જતના ઈચ્છુક હોવું :

اَيَبْتَغُوْنَ عِنْدَهُمُ الْعِزَّةَ – "શું આ લોકો ઈજ્જતની ચાહનામાં તેમના પાસે જાય છે ?" (સૂરઃ નિસા, આ.૧૩૯)

૧૫. ઈસ્લામી અદાલતને છોડીને એવી અદાલતોમાં પોતાના મામલાઓ લઈ જવાં, જે બિનઈસ્લામી કાનૂનો અનુસાર ફેંસલાઓ કરતી હોય :

يُرِيْدُوْنَ اَنْ يَّتَحَاكَمُوْٓا اِلَى الطَّاغُوْتِ – "તેમની ઈચ્છા હોય છે કે પોતાના મામલાઓનો ફેંસલો કરાવવા માટે તાગૂત પાસે જાય." (સૂરઃ નિસા, આ.૬૦)

૧૬. શરીઅતના કાનૂન પર કેવળ ત્યારે જ અમલ કરવો જ્યારે કે પોતાનો ફાયદો થાય, અને જ્યાં એ આશંકા હોય કે શરીઅતનો ફેંસલો અમારી ઈચ્છાઓ વિરુદ્ધ હશે ત્યાં તેનાથી દૂર ભાગવું અને ચોખ્ખા શબ્દોમાં તેને ઠુકરાવી દેવું :

وَاِذَا دُعُوْٓا اِلَى اللّٰهِ وَرَسُوْلِهٖ لِيَحْكُمَ بَيْنَهُمْ اِذَا فَرِيْقٌ مِّنْهُمْ مُّعْرِضُوْنَ ۝ وَاِنْ يَّكُنْ لَّهُمُ الْحَقُّ يَاْتُوْٓا اِلَيْهِ مُذْعِنِيْنَ – "જ્યારે તેમને બોલાવવામાં આવે છે અલ્લાહ અને તેના રસૂલ તરફ, જેથી રસૂલ તેમના મામલાઓનો ફેંસલો કરે તો તેમાંનું એક જૂથ કતરાઈ જાય છે. અલબત્ત, જો સત્ય તેમની તરફેણમાં હોય તો રસૂલના પાસે ખૂબ આજ્ઞાંકિત બનીને આવી જાય છે."

(સૂરઃ નૂર, આ.૪૮-૪૯)

૧૭. સત્યના સ્પષ્ટ થઈ ગયા પછી, અને તેને સત્ય છે એવું જાણી લીધા છતાં ઘમંડ અને આત્મશ્લાઘાના કારણે અને જૂઠી પ્રતિષ્ઠાના ખ્યાલથી પોતાના ખોટાં વલણ પર દુરાગ્રહી રહેવું :

وَاِذَا قِيْلَ لَهُ اتَّقِ اللّٰهَ اَخَذَتْهُ الْعِزَّةُ بِالْاِثْمِ – "અને જ્યારે કહેવામાં આવે છે કે અલ્લાહથી ડર, તો પોતાની પ્રતિષ્ઠાનો ખ્યાલ તેને પાપ ઉપર જમાવી દે છે." (સૂરઃ બકરહ, આ.૨૦૬)

૧૮. ચરિત્ર અને તકવા (અલ્લાહનો ડર રાખીને જીવન વિતાવવા)ને બદલે વંશીય અને કોમી ભેદભાવને ઇજ્જત અને અપમાન સમજવું તથા આ જ ભેદભાવોનો પ્રશ્ન ઉઠાવીને ઉમ્મતમાં વંશીય જૂથબંધી ઊભી કરવી :

يَقُولُونَ لَئِن رَّجَعْنَا إِلَى الْمَدِينَةِ لَيُخْرِجَنَّ الْأَعَزُّ مِنْهَا الْأَذَلَّ – ''આ લોકો કહે છે કે અમે મદીના પરત જઈએ તો જેઓ ઇજ્જતવાળા છે તેઓ બેઇજ્જતને ત્યાંથી બહાર કાઢી મૂકશે.'' (સૂરઃ મુનાફિકૂન, આ.૮)

૧૯. તકવા અને મગફિરતને નિરર્થક અને પોતાને આ વસ્તુઓથી ઉચ્ચ અને નિરપેક્ષ સમજવું :

وَإِذَا قِيلَ لَهُمْ تَعَالَوْا يَسْتَغْفِرْ لَكُمْ رَسُولُ اللَّهِ لَوَّوْا رُءُوسَهُمْ وَرَأَيْتَهُمْ يَصُدُّونَ وَهُم مُّسْتَكْبِرُونَ – ''અને જ્યારે કહેવામાં આવે છે કે આવો, જેથી અલ્લાહનો રસૂલ તમારા માટે ક્ષમાની દુઆ કરે, તો માથું ઝાટકે છે અને તમે જુઓ છો કે તેઓ ખૂબ ઘમંડની સાથે આવતા અટકે છે.'' (સૂરઃ મુનાફિકૂન, આ.૫)

૨૦. પોતાની બુદ્ધિ અને સમજને સત્યની કસોટી સમજવું અને કુર્આને વર્ણવેલ સચ્ચાઈઓની મજાક ઉડાવવી, તેની આલોચના કરવી :

مَاذَا أَرَادَ اللَّهُ بِهَٰذَا مَثَلًا – ''...અલ્લાહનો આ અજબ વાતથી શું આશય હોઈ શકે છે ?'' (સૂરઃ મુદસ્સિર, આ.૩૧)

૨૧. નમાઝ અને અઝાનની અને તમામ શઆઈરે-ઇસ્લામ (ઇસ્લામની યાદગારો, નિશાનીઓ, સ્મારકો)ની હાંસી ઉડાવવી :

وَإِذَا نَادَيْتُمْ إِلَى الصَّلَاةِ اتَّخَذُوهَا هُزُوًا وَلَعِبًا – ''જ્યારે તમે નમાઝ માટે પોકાર કરો છો તો તેઓ તેની મજાક ઉડાવે અને તેના સાથે રમત રમે છે.''

(સૂરઃ માઇદા, આ.૫૮)

૨૨. અલ્લાહતઆલાને, તેના રસૂલને અને તેની આયતને ઠઠ્ઠા-મશ્કરીનું સાધન સમજવું :

قُلْ أَبِاللَّهِ وَآيَاتِهِ وَرَسُولِهِ كُنتُمْ تَسْتَهْزِئُونَ – ''એમને કહો : શું તમારી મજાક-મશ્કરી અને ઠઠ્ઠો અલ્લાહ અને તેની આયતો અને તેના રસૂલ સાથે જ હતી ને ?'' (સૂરઃ તૌબા, આ. ૬૫)

૨૩. ધનવાન મુસલમાનોના નિઃસ્વાર્થ ઈન્ફાક ફી સબીલિલ્લાહ (અલ્લાહના માર્ગમાં ખર્ચ) પર દેખાવ અને આડંબરનો આરોપ મૂકવો અને ગરીબ મુસલમાનોના થોડાં સદકા ઉપર હાંસી ઉડાવવી :

اَلَّذِيْنَ يَلْمِزُوْنَ الْمُطَّوِّعِيْنَ ..... فَيَسْخَرُوْنَ مِنْهُمْ – ''જેઓ રાજી-ખુશીથી ધન કુરબાન કરનારા ઈમાનવાળાઓને મહેણાં મારે છે અને તે લોકોની મજાક ઉડાવે છે જેમના પાસે એ સિવાય કંઈ નથી જે તેઓ પોતાની જાત ઉપર કષ્ટ ઉઠાવીને આપે છે.'' (સૂરઃ તૌબા, આ. ૭૯)

૨૪. અલ્લાહથી એ દુઆ કરવી કે જો તેં મને માલ આપ્યો તો તારા માર્ગમાં ખર્ચ કરીશ, પણ માલદાર થઈ ગયા પછી આ વચનને ભૂલાવી દીધું, અને અલ્લાહની રાહમાં ખર્ચ કરવાથી કંજૂસી કરવા લાગવું :

فَلَمَّآ اٰتٰىهُمْ مِّنْ فَضْلِهٖ بَخِلُوْا بِهٖ – ''જ્યારે અલ્લાહે તેમને પોતાની કૃપાથી ધનવાન કરી દીધા તો તેઓ કંજૂસી કરવા લાગ્યા અને પોતાના કરારથી એવા ફર્યા કે તેમને આની પરવા સુદ્ધાં નથી.'' (સૂરઃ તૌબા, આ.૭૬)

૨૫. જો અલ્લાહની રાહમાં ક્યારેક ખર્ચ કર્યો, તો દિલમાં ઘૃણા અને અણગમાની સાથે :

وَلَا يُنْفِقُوْنَ اِلَّا وَهُمْ كٰرِهُوْنَ – ''અલ્લાહની રાહમાં ખર્ચ કરે છે તો અનિચ્છાએ ખર્ચ કરે છે.'' (સૂરઃ તૌબા, આ. ૫૪)

૨૬. અલ્લાહની રાહમાં ખર્ચને મફતનો દંડ અને નિરર્થક ખર્ચ સમજવું :

وَمِنَ الْاَعْرَابِ مَنْ يَّتَّخِذُ مَا يُنْفِقُ مَغْرَمًا – ''આ બદ્દુ આરબોમાં એવા-એવા લોકો છે, જેઓ અલ્લાહની રાહમાં કંઈક ખર્ચ કરે છે તો તેને પોતાના ઉપર દંડ સમજે છે.'' (સૂરઃ તૌબા, આ.૯૮)

૨૭. બીજા માલદાર મુસલમાનોને ગરીબોની મદદ કરવાથી રોકવા, જેથી ઇસ્લામી પક્ષમાં છેવટે વિખરાવ પેદા થઈ જાય :

هُمُ الَّذِيْنَ يَقُوْلُوْنَ لَا تُنْفِقُوْا عَلٰى مَنْ عِنْدَ رَسُوْلِ اللّٰهِ حَتّٰى يَنْفَضُّوْا – ''...જેઓ કહે છે કે રસૂલના સાથીદારો પર ખર્ચ કરવાનું બંધ કરી દો, જેથી તેઓ વિખેરાઈ જાય.'' (સૂરઃ મુનાફિકૂન, આ.૭)

૨૮. મુસીબત વખતે તૌહીદથી સંબંધ અને શ્રદ્ધાનું તૂટી જવું :

— وَمِنَ النَّاسِ مَنْ يَّعْبُدُ اللهَ عَلٰى حَرْفٍ .... وَاِنْ اَصَابَتْهُ فِتْنَةُ انْقَلَبَ عَلٰى وَجْهِهٖ
"અને લોકોમાં કોઈ એવો પણ છે જે કિનારા પર રહીને અલ્લાહની બંદગી કરે છે, જો ફાયદો થયો તો સંતુષ્ટ થઈ ગયો અને જો કોઈ આફત આવી તો પાછો ફરી ગયો." (સૂર: હજ્જ, આ.૧૧)

૨૯. લોકોને સારા કાર્યોથી રોકવા અને બૂરાઈનું પ્રોત્સાહન આપવું :

يَاْمُرُوْنَ بِالْمُنْكَرِ وَيَنْهَوْنَ عَنِ الْمَعْرُوْفِ — "બૂરાઈની આજ્ઞા આપે છે અને ભલાઈથી મનાઈ કરે છે." (સૂર: તૌબા, આ.૬૭)

૩૦. સમાજમાં અશ્લીલતા અને અનૈતિકતાને પ્રચલિત કરવું :

اِنَّ الَّذِيْنَ يُحِبُّوْنَ اَنْ تَشِيْعَ الْفَاحِشَةُ فِى الَّذِيْنَ اٰمَنُوْا — "આ લોકો ઈચ્છે છે કે ઈમાન-વાળાઓના જૂથમાં અશ્લીલતા ફેલાય..." (સૂર: નૂર, આ.૧૯)

૩૧. મિલ્લતની એકતાને મઝહબી ફિરકાબંદી દ્વારા અસ્તવ્યસ્ત કરવી :

وَالَّذِيْنَ اتَّخَذُوْا مَسْجِدًا ضِرَارًا وَّكُفْرًا وَّتَفْرِيْقًا بَيْنَ الْمُؤْمِنِيْنَ — "કેટલાક બીજા લોકોએ જેમણે એક મસ્જિદ બનાવી, એ આશયથી કે સત્યના સંદેશને નુકસાન પહોંચાડે અને કુફ્ર કરે અને ઈમાનવાળાઓમાં ફાટફૂટ પડાવે."

(સૂર: તૌબા, આ.૧૦૭)

૩૨. ગુના અને બૂરાઈની છૂટછાટ થઈ જવી :

وَتَرٰى كَثِيْرًا مِّنْهُمْ يُسَارِعُوْنَ فِى الْاِثْمِ وَالْعُدْوَانِ وَاَكْلِهِمُ السُّحْتَ — "તમે જુઓ છો કે તેમનામાંથી ઘણાં લોકો ગુના અને અત્યાચારના કાર્યોમાં દોડધામ કરતા ફરે છે અને હરામના માલ ખાય છે." (સૂર: માઈદા, આ.૬૨)

૩૩. પોતાના મતલબ માટે જૂઠી સોગંદો ખાવી :

اِتَّخَذُوْا اَيْمَانَهُمْ جُنَّةً — "આમણે પોતાની સોગંદોને ઢાલ બનાવી રાખી છે." (સૂર: મુનાફિકૂન, આ.૨)

૩૪. જૂઠા વાયદા કરવા :

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ نَافَقُوْا يَقُوْلُوْنَ لِاِخْوَانِهِمُ الَّذِيْنَ كَفَرُوْا مِنْ اَهْلِ الْكِتٰبِ لَئِنْ اُخْرِجْتُمْ
لَنَخْرُجَنَّ مَعَكُمْ وَلَا نُطِيْعُ فِيْكُمْ اَحَدًا اَبَدًا وَّاِنْ قُوْتِلْتُمْ لَنَنْصُرَنَّكُمْ وَاللهُ يَشْهَدُ اِنَّهُمْ لَكٰذِبُوْنَ

– ''તમે જોયા તે લોકોને જેમણે દંભી વલણ અપનાવ્યું છે ? આ લોકો પોતાના કાફિર ગ્રંથવાળા ભાઈઓને કહે છે : જો તમને કાઢી મૂકવામાં આવે તો અમે તમારા સાથે નીકળી જઈશું, અને તમારા મામલામાં અમે કોઈની વાત કદાપિ માનીશું નહીં, અને જો તમારા સાથે યુદ્ધ કરવામાં આવ્યું તો અમે તમારી મદદ કરીશું. પરંતુ અલ્લાહ સાક્ષી છે કે આ લોકો તદ્દન જૂઠા છે.'' (સૂરઃ હશ્ર, આ. ૧૧)

૩૫. કોઈપણ કામ કર્યા વિના તેની ક્રેડિટ લેવાની કોશિશ કરવી, અર્થાત્ જૂઠી ખ્યાતિના લાલચું હોવું :

وَيُحِبُّونَ أَن يُحْمَدُوا بِمَا لَمْ يَفْعَلُوا – ''...અને ઇચ્છે છે કે એવા કાર્યોની પ્રશંસા મળે જે ખરેખર તેમણે કર્યા જ નથી.'' (સૂરઃ આલે ઇમરાન, આ.૧૮૮)

૩૬. શુદ્ધ હૃદય ન હોવાને કારણે સચ્ચાઈ અને નેકીની હકીકત ન સમજવી :

وَلَٰكِنَّ الْمُنَافِقِينَ لَا يَفْقَهُونَ – ''...પરંતુ આ મુનાફિકો સમજતા નથી.''

(સૂરઃ મુનાફિકૂન, આ.૭)

فَمَالِ هَٰؤُلَاءِ الْقَوْمِ لَا يَكَادُونَ يَفْقَهُونَ حَدِيثًا – ''છેવટે આ લોકોને શું થઈ ગયું છે કે કોઈ વાત તેમની સમજમાં આવતી નથી ?'' (સૂરઃ નિસા, આ.૭૮)

૩૭. કાયર હોવું :

وَمَا هُم مِّنكُمْ وَلَٰكِنَّهُمْ قَوْمٌ يَفْرَقُونَ – ''હકીકતમાં તો તેઓ એવા લોકો છે જેઓ તમારાથી ભયભીત છે. '' (સૂરઃ તૌબા, આ.૫૬)

૩૮. ઇસ્લામના દુશ્મનોથી છૂપી રીતે ખુશામતભર્યા સંપર્કો અને સંબંધ રાખવા, કેવળ એ ડરથી કે ક્યાંક તેઓ કોઈ નુકસાન ન પહોંચાડે :

فَتَرَى الَّذِينَ فِي قُلُوبِهِم مَّرَضٌ يُسَارِعُونَ فِيهِمْ يَقُولُونَ نَخْشَىٰ أَن تُصِيبَنَا دَائِرَةٌ –
''તમે જુઓ છો કે જેમના હૃદયમાં નિફાકનો રોગ છે, તેઓ એમાં જ દોડધામ કરતા ફરે છે અને કહે છે : અમને ડર લાગે છે કે ક્યાંક અમે કોઈ મુસીબતના ચક્કરમાં ન ફસાઈ જઈએ.'' (સૂરઃ માઇદા, આ.૫૨)

૩૯. કાયરતા અને દુનિયાના ઉત્કટ પ્રેમના કારણે દરેક મુસીબતને, ચાહે તેની દિશા ગમે તે બાજુ હોય, પોતાના જ તરફ સમજવું :

يَحْسَبُونَ كُلَّ صَيْحَةٍ عَلَيْهِمْ – ''દરેક વજનદાર અવાજને આ લોકો પોતાના વિરુદ્ધ સમજે છે.'' (સૂરઃ મુનાફિકૂન, આ.૪)

૪૦. પોતાના 'મુસ્લિમ' હોવા પર અલ્લાહની પ્રેરણા માટે આભારી થવાને બદલે ઊલ્ટા અલ્લાહ અને તેના રસૂલ અને આમ ઉમ્મતે મુસ્લિમા પર ઉપકાર જતાવવો :

يَمُنُّونَ عَلَيْكَ أَنْ أَسْلَمُوا – "આ લોકો તમારા પર ઉપકાર પ્રગટ કરે છે કે તેમણે ઈસ્લામનો સ્વીકાર કરી લીધો." (સૂરઃ હુજુરાત, આ.૧૭)

૪૧. નમાઝની અદાયગી અને પાબંદીને બોજ સમજવું અને માત્ર લોકોને બતાવવા ખાતર નમાઝ પઢવા માટે મસ્જિદમાં આવવું અને એ રીતે આળસની સાથે આવવું જેનાથી ચોખ્ખી ખબર પડી જાય કે અનિચ્છાએ આવ્યા છે :

وَإِذَا قَامُوا إِلَى الصَّلَوٰةِ قَامُوا كُسَالَىٰ يُرَاءُونَ النَّاسَ[(૧)] – "જયારે આ લોકો નમાઝ માટે ઊભા થાય છે તો કમને અને માત્ર લોકોને દેખાડવા માટે જ ઊભા થાય છે." (સૂરઃ નિસા, આ.૧૪૨) ખાસ કરીને ફજ્ર અને ઈશાની નમાઝોમાં જમાઅત સાથે નમાઝ ન પઢવી. (મિશ્કાત)

૪૨. સરળ અને નુકસાન ન કરે તેવા શરીઅતના આદેશો પર તો અમલ કરી લેવો, પણ સખત અને ત્યાગ-બલિદાન આપવા પડે તેવા આદેશોથી મોઢું ફેરવવું :

أَلَمْ تَرَ إِلَى الَّذِينَ قِيلَ لَهُمْ كُفُّوا.... – "તમે તે લોકોને જોયા, જેમને કહેવામાં આવ્યું હતું કે પોતાના હાથ રોકી રાખો અને નમાઝ કાયમ કરો અને ઝકાત આપો ? હવે જ્યારે તેમને લડાઈનો હુકમ આપવામાં આવ્યો તો તેમનામાંથી

(૧) આ આયતે-કરીમા એક મુખ્ય હકીકત પરથી પરદો ઉંચકી રહી છે. આમાં મુનાફિકની એ નિશાની નથી બતાવવામાં આવી કે તેઓ નમાઝ માટે મસ્જિદોમાં નથી આવતા, બલ્કે એ બતાવવામાં આવી છે કે તેઓ આળસની સાથે આવે છે. તેનું કારણ એ છે કે રસૂલુલ્લાહ ﷺ ના જમાનામાં નમાઝ, મોમિન અને કાફિર વચ્ચે વિભાજક હતી. જે વ્યક્તિ મુઅઝ્ઝિન (અઝાન આપનાર)ની પોકાર પર મસ્જિદ ન પહોંચતો, તેના વિશે સમજી લેવામાં આવતું હતું કે ઈસ્લામ તેને સ્વીકાર્ય નથી, અને તેને લઈને તે વ્યક્તિને ઉમ્મતથી બહાર સમજી લેવામાં આવતો હતો. તેથી તે જમાનામાં દરેક તે વ્યક્તિને નમાઝ માટે મસ્જિદમાં હાજર થવું પડતું હતું, જે મુસલમાનોની જમાઅતમાં સામેલ રહેવા માગતો હોય, ચાહે તે મોમિન હોય કે મુનાફિક. જો કે મુનાફિકો નમાઝને દિલથી ફર્ઝ નહોતા સમજતા અને ન તો તેને અદા કરવા માગતા હતા, પરંતુ તેમને પોતાના દંભી હેતુઓ માટે એ વાતની આવશ્યકતા હતી કે મિલ્લતે ઈસ્લામિયામાં ઘૂસેલા રહે. તેથી તેઓ નમાઝના સમયે લાચારીવશ મસ્જિદ જતા હતા. તે વખતે મોમિન અને મુનાફિક દરમ્યાન ફરક કેવળ એ જ રીતે થતો હતો કે મોમિન એવા શોખ અને રુચિથી આવતા હતા, જાણે તેઓ કર્તવ્યની ભાવના સાથે સ્વયં ખેંચાતા ચાલ્યા આવે છે, અને મુનાફિકો એવી રીતે અનિચ્છાએ આવતા હતા, જાણે બળજબરીપૂર્વક પોતાને ખેંચીને લાવતા હોય. હવે પરિસ્થિતિ તદ્દન બદલાઈ ગઈ છે. આજે કોઈ મુનાફિકને મુસલમાનોની જમાઅતમાં સામેલ રહેવા માટે દેખાડાની નમાઝની પણ જરૂર નથી રહી; કેમ કે તેના વગર પણ તેને ઠીકઠાક મુસલમાન સમજવામાં આવે છે. જાણે આજે નમાઝ મોમિન અને કાફિર દરમ્યાન નહિં, બલ્કે મોમિન અને મુનાફિક દરમ્યાન વિભાજક બની ગઈ છે. હવે મુનાફિકની સ્પષ્ટ અને ચોખ્ખી નિશાની એ છે કે તે અઝાનનો અવાજ સાંભળીને ટસથી મસ ન થાય, અને જ્યારે નમાઝનો સમય આવે તો ફર્ઝની અદાયગી માટે હરકત ન કરે.

એક જૂથની હાલત એવી છે કે લોકોથી એવી રીતે ડરી રહ્યું છે જેવી રીતે અલ્લાહથી ડરવું જોઈએ..." (સૂરઃ નિસા, આ.૭૭)

૪૩. જિહાદનું નામ સાંભળીને ધ્રુજી જવું અને યુદ્ધના મેદાનની તરફ જતાં ભયના માર્યા ગભરાઈ જવું :

رَأَيْتَ الَّذِينَ فِي قُلُوبِهِم مَّرَضٌ يَنظُرُونَ إِلَيْكَ نَظَرَ الْمَغْشِيِّ عَلَيْهِ مِنَ الْمَوْتِ
– "...તમે જોયું કે જેમનાં હૃદયોમાં રોગ હતો તેઓ તમારા તરફ એવી રીતે જોઈ રહ્યા છે કે જાણે કોઈના ઉપર મૃત્યુ છવાઈ ગયું હોય !"

(સૂરઃ મુહમ્મદ, આ.૨૦)

૪૪. જિહાદનાં કર્તવ્યની અદાયગી વખતે, જ્યારે કે આખી ઉમ્મત તેને પૂરું કરવા માટે દુશ્મનની સામે જઈ રહી હોય, ત્યારે દરેક પ્રકારનું સામર્થ્ય રાખવા છતાં તત્કાલિન ઈમામ સામે જુદા-જુદા બહાના રજૂ કરવા અને પાછળ રહી જવાની પરવાનગી માગવી :

وَإِذَا أُنزِلَتْ سُورَةٌ أَنْ آمِنُوا بِاللَّهِ وَجَاهِدُوا مَعَ رَسُولِهِ اسْتَأْذَنَكَ أُولُو الطَّوْلِ مِنْهُمْ وَقَالُوا ذَرْنَا نَكُن مَّعَ الْقَاعِدِينَ – "જ્યારે પણ કોઈ સૂરઃ આ વિષય સાથે ઊતરી કે અલ્લાહને માનો અને તેના રસૂલ સાથે મળીને જિહાદ કરો, તો તમે જોયું કે જે લોકો તેમના પૈકી સમર્થ હતા તેઓ જ તમને વિનંતી કરવા લાગ્યા કે અમને જિહાદમાં ભાગ લેવાથી માફ કરવામાં આવે અને તેમણે કહ્યું કે અમને છોડી દો કે અમે બેસનારાઓની સાથે રહીએ." (સૂરઃ તૌબા, આ.૮૬)

૪૫. યુદ્ધની જરૂરત સૂર્યની જેમ સ્પષ્ટ હોય, પરંતુ વિભિન્ન બહાનાઓથી, જેથી આ પરીક્ષામાંથી મુક્તિ મળી જાય, આ જરૂરતનો ઈન્કાર કરવો :

قَالُوا لَوْ نَعْلَمُ قِتَالًا لَّاتَّبَعْنَاكُمْ – "જો અમને ખબર હોત કે આજે યુદ્ધ થશે તો અમે ચોક્કસ તમારા સાથે આવ્યા હોત..." (સૂરઃ આલે ઈમરાન, આ.૧૬૭)

૪૬. જિહાદની જરૂરતથી ઈન્કાર તો ન હોય, પણ તેની તકલીફો અને કષ્ટોની કલ્પના કરીને તેને સલાહભર્યું ન બતાવવું, પોતે પણ ઘરે બેસી રહેવું અને બીજાઓને પણ સુસ્તી, આરામ અને જાન બચાવીને રહેવાનું પ્રોત્સાહન આપવું :
وَقَالُوا لَا تَنفِرُوا فِي الْحَرِّ – "તેમણે લોકોને કહ્યું : આવી સખત ગરમીમાં ન નીકળો." (સૂરઃ તૌબા, આ.૮૧)

૪૭. જિહાદના મેદાનમાં મિલ્લતના હિતો અને ઈસ્લામની ઈજ્જત અને પ્રતિષ્ઠાના બદલે પોતાના જીવની ચિંતામાં રહેવું :

وَطَآئِفَةٌ قَدْ أَهَمَّتْهُمْ أَنفُسُهُمْ.... يَقُولُونَ لَوْ كَانَ لَنَا مِنَ الْأَمْرِ شَيْءٌ مَّا قُتِلْنَا هَاهُنَا – ''અને એક બીજું જૂથ, જેના માટે સઘળું મહત્ત્વ પોતાની જાતનું જ હતું, અલ્લાહ વિશે જાત-જાતની અજ્ઞાનતાપૂર્ણ ધારણાંઓ કરવા લાગ્યું, જે સત્યથી તદ્દન વિપરીત હતી. આ લોકો હવે કહે છે કે આ કાર્યને ચલાવવામાં અમારો પણ કોઈ હિસ્સો છે ? એમને કહો કે (કોઈનો કોઈ હિસ્સો નથી) આ કાર્યના બધા અધિકારો અલ્લાહના હાથમાં છે. હકીકતમાં આ લોકો પોતાના હૃદયોમાં જે વાત છુપાવી રાખે છે તે તમારા સામે પ્રગટ કરતા નથી. તેમનો મૂળ આશય એ છે - જો (નેતૃત્વના) અધિકારોમાં અમારો કોઈ હિસ્સો હોત તો અહીં અમે માર્યા ન જાત...'' (સૂરઃ આલે ઈમરાન, આ.૧૫૪)

૪૮. મુસલમાન હોવાનો અર્થ એ સમજવું કે હવે અમને કોઈ મુસીબતમાં સપડાવું ન જોઈએ, કેમ કે જ્યારે અમે رب السّموات والارض ના એકમાત્ર નામ લેનારાં છીએ, તો અમને પોતાના દુશ્મનો અને ઈન્કાર કરનારાઓથી મુકાબલાની મુસીબતમાં શા માટે સપડાવશે ? પછી જ્યારે કોઈ એવો મોકો આવી જ જાય કે દેખીતી રીતે મુસલમાનોને ભૌતિક નુકસાન થઈ રહ્યું હોય તો અલ્લાહ, તેના રસૂલ અને તેના મોકલેલ દીને-ઈસ્લામની સચ્ચાઈમાં વિભિન્ન પ્રકારના સંદેહો ઊભા કરવાં :

وَإِذْ يَقُولُ الْمُنَافِقُونَ وَالَّذِينَ فِي قُلُوبِهِم مَّرَضٌ مَّا وَعَدَنَا اللَّهُ وَرَسُولُهُ إِلَّا غُرُورًا – ''યાદ કરો તે સમય, જ્યારે દંભીઓ અને તે સૌ લોકો જેમના હૃદયોમાં રોગ હતો, ચોખ્ખે-ચોખ્ખું કહી રહ્યા હતા કે અલ્લાહ અને તેના રસૂલે જે વાયદાઓ અમારા સાથે કર્યા હતા તે છેતરપિંડી સિવાય કંઈ નહોતા.'' (સૂરઃ અહઝાબ, આ.૧૨)

يَظُنُّونَ بِاللَّهِ غَيْرَ الْحَقِّ ظَنَّ الْجَاهِلِيَّةِ – ''...અલ્લાહ વિશે જાત-જાતની અજ્ઞાનતાપૂર્ણ ધારણાઓ કરવા લાગ્યું...'' (સૂરઃ આલે ઈમરાન, આ.૧૫૪)

૪૯. જિહાદના મેદાનમાંથી સેનાનાયક અને ઈસ્લામી સેનાને છોડીને ભાગી જવું, ચાહે પોતાનો જીવ બચાવવાના ઈરાદાથી કે પછી મુસલમાનોની હિંમતને તોડી નાખવાના આશયથી :

وَإِذْ قَالَت طَّائِفَةٌ مِّنْهُمْ يَا أَهْلَ يَثْرِبَ لَا مُقَامَ لَكُمْ فَارْجِعُوا ۚ وَيَسْتَأْذِنُ فَرِيقٌ مِّنْهُمُ النَّبِيَّ يَقُولُونَ إِنَّ بُيُوتَنَا عَوْرَةٌ وَمَا هِيَ بِعَوْرَةٍ ۖ إِن يُرِيدُونَ إِلَّا فِرَارًا –

"જ્યારે તેમનામાંથી એક જૂથે કહ્યું : 'હે યસરિબના લોકો ! તમારા માટે હવે રોકાવાનો કોઈ પ્રસંગ નથી, પાછા ફરી જાવ.' જ્યારે તેમનું એક જૂથ આમ કહીને પયગંબરથી પાછા જવાની રજા માગી રહ્યું હતું કે - 'અમારાં ઘર જોખમમાં છે.' જો કે તે જોખમમાં નહોતા, વાસ્તવમાં તેઓ (લડાઈના મોરચેથી) ભાગવા માગતા હતા." (સૂરઃ અહઝાબ, આ.૧૩)

૫૦. જિહાદમાં ભાગ લેવાથી વંચિત રહેવા પર દુઃખ અને અફસોસ કરવાને બદલે ખુશ થવું :

فَرِحَ الْمُخَلَّفُوْنَ بِمَقْعَدِهِمْ خِلٰفَ رَسُوْلِ اللّٰهِ.... — "જે લોકોને પાછળ રહી જવાની પરવાનગી આપી દેવામાં હતી તેઓ અલ્લાહના રસૂલનો સાથ નહીં આપવા અને ઘરમાં બેસી રહેવા માટે ખુશ થયા…" (સૂરઃ તૌબા, આ.૮૧)

૫૧. પોતે રોકાઈ જવાની સાથે બીજાઓને પણ યુદ્ધના મેદાનમાં જવાથી રોકવું :

قَدْ يَعْلَمُ اللّٰهُ الْمُعَوِّقِيْنَ مِنْكُمْ وَالْقَآئِلِيْنَ لِاِخْوَانِهِمْ هَلُمَّ اِلَيْنَا — "અલ્લાહ તમારામાંથી તે લોકોને સારી રીતે જાણે છે જેઓ (યુદ્ધની કામગીરીમાં) અડચણો ઊભી કરનારા છે…" (સૂરઃ અહઝાબ, આ.૧૮)

૫૨. સત્યની રાહમાં પ્રાણ ન્યોછાવર કરવાના સૌભાગ્ય અને સફળતાથી બેખબર હોવું, તેને નિરર્થક જીવ ખોવાનું સમજવું અને જે રીતે કોઈના ખરાબ અંજામ પર અફસોસ કરવામાં આવે છે, તે રીતે શહીદોના મૃત્યુ પર દુઃખ વ્યક્ત કરવું :

اَلَّذِيْنَ قَالُوْا لِاِخْوَانِهِمْ وَقَعَدُوْا لَوْ اَطَاعُوْنَا مَا قُتِلُوْا — "આ તે જ લોકો છે જેઓ પોતે બેસી રહ્યા અને તેમના જે બાંધવો લડવા ગયા અને માર્યા ગયા તેમના વિશે કહી દીધું કે જો તેમણે અમારી વાત માની હોત તો માર્યા ન જતા."

(સૂરઃ આલે ઈમરાન, આ.૧૬૮)

૫૩. ઈમાનની શક્તિ અને ધૈર્ય અને અલ્લાહ પર ભરોસાની કેફિયતની કદર ન કરવી, કુફ્ર અને ઈમાન બંનેને પ્રભાવ, અસર અને મજબૂતાઈની રીતે એક જેવા સમજવા, એ જ્ઞાનથી વંચિત અને એ વિશ્વાસથી ખાલી હોવું કે જય-પરાજયનો મૂળ આધાર ભૌતિક સાધનો પર નહિં, બલ્કે અલ્લાહ પર ઈમાને પ્રદાન કરેલ મનની મક્કમતા અને ધ્યેય કાજે કંઈક અંશે દુન્યવી સાધનોથી ઉચ્ચતર થઈ જવા પર છે. એ હકીકતથી અજાણ હોવું કે સત્યનિષ્ઠ વ્યક્તિના સમર્થનથી જો સમગ્ર વિશ્વના લોકો

મોઢું ફેરવી લે, તો પણ તેના માટે દુ:ખ અને વ્યાકુળતાનું કોઈ કારણ નથી કે - 'જો દુશ્મન શક્તિશાળી છે તો સંરક્ષક તેનાથી વધારે શક્તિશાળી છે.' :

– اِذْ يَقُوْلُ الْمُنٰفِقُوْنَ وَالَّذِيْنَ فِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ غَرَّ هٰٓؤُلَاۤءِ دِيْنُهُمْ

''મુનાફિકો અને જે લોકોના હૃદયમાં રોગ લાગેલો હતો, કહી રહ્યા હતા કે આ લોકોને તો તેમના દીને પાગલ કરી દીધા છે...'' (સૂરઃ અન્ફાલ, આ.૪૯)

૫૪. માત્ર એ વખતે જ યુદ્ધ માટે નીકળવું, જ્યારે એવી આશા હોય કે ન તો કોઈ ખતરનાક પરિસ્થિતિ ઊભી થશે અને ન રસ્તામાં મુશ્કેલીઓ અને તકલીફો આવશે, બલ્કે ખૂબ સરળતાથી માલે-ગનીમત લૂટીને પાછા ફરી જવાશે :

لَوْ كَانَ عَرَضًا قَرِيْبًا وَّسَفَرًا قَاصِدًا لَّاتَّبَعُوْكَ وَلٰكِنْۢ بَعُدَتْ عَلَيْهِمُ الشُّقَّةُ

– ''જો લાભ સરળતાપૂર્વક પ્રાપ્ત થઈ શકતો અને મુસાફરી આસાન હોત તો તેઓ જરૂર તમારા પાછળ ચાલવા માટે તૈયાર થઈ જતા, પરંતુ તેમને તો આ રસ્તો ઘણો મુશ્કેલીભર્યો લાગ્યો.'' (સૂરઃ તૌબા, આ.૪;)

૫૫. જોખમ હોય ત્યારે તો મુસલમાનોને સાથ ન આપવો, પણ જ્યારે સમય વિતી જાય અને મુસલમાનો રણભૂમિથી પાછા આવે, તો સંપૂર્ણપણે મોમિનો જેવું રૂપ અને વાતચીતમાં નિખાલસતાભર્યા ઢંગની સાથે તેમનું સ્વાગત કરવું, અને પોતાના ભાગ ન લેવા અંગેની જૂઠી મજબૂરીઓનું વર્ણન કરીને માફીની યાચના કરવી અને કેવળ મૌખિક અને તે પણ દેખાવ ખાતર હમદર્દી અને મોટી-મોટી સોગંદોથી લોકોને ખુશ રાખવાની કોશિશ કરવી :

وَسَيَحْلِفُوْنَ بِاللّٰهِ لَوِ اسْتَطَعْنَا لَخَرَجْنَا مَعَكُمْ ۚ يُهْلِكُوْنَ اَنْفُسَهُمْ ۚ وَاللّٰهُ يَعْلَمُ اِنَّهُمْ لَكٰذِبُوْنَ

– ''હવે તેઓ સોગંદો ખાઈ-ખાઈને કહેશે કે જો અમે આવી શકતા હોત તો ચોક્કસ તમારા સાથે આવતા. તેઓ સ્વયં પોતાને નુકસાનમાં નાખી રહ્યા છે. અલ્લાહ સારી રીતે જાણે છે કે તેઓ જૂઠાં છે.'' (સૂરઃ તૌબા, આ.૪૨)

૫૬. જો કોઈ મજબૂરીના કારણે યુદ્ધમાં ભાગ લેવાની નોબત આવી પણ જાય, તો જમાઅતમાં બગાડ ઊભો કરતા રહેવું અને તેને મજબૂત કરવાને બદલે આ રીતે કમજોર કરવી :

لَوْ خَرَجُوْا فِيْكُمْ مَّا زَادُوْكُمْ اِلَّا خَبَالًا وَّلَاۡاَوْضَعُوْا خِلٰلَكُمْ يَبْغُوْنَكُمُ الْفِتْنَةَ

– ''જો તેઓ તમારા સાથે નીકળ્યા હોત તો તમારા અંદર ખરાબી સિવાય કોઈ

વસ્તુમાં વધારો ન કરતા, તેઓ તમારા અંદર ફિત્નો પેદા કરવા માટે દોડધૂપ કરતા..." (સૂરઃ તૌબા, આ.૪૭)

૫૭. શાંતિને પોતાના સ્વાર્થ અને ફાયદા માટે નષ્ટ કરવી, વિશેષતઃ એવા સમયને પોતાના મતલબની પૂર્તિ માટે લાભપ્રદ સમજવો અને એમાં ફિત્ના અને ફસાદ (ઉપદ્રવ અને બગાડ) ઊભાં કરવા, જ્યારે સત્તા અને સરકાર પોતાની અન્ય વ્યસ્તતાઓને કારણે તેમના પર નજર ન રાખી રહ્યા હોય :

فَهَلْ عَسَيْتُمْ إِنْ تَوَلَّيْتُمْ أَنْ تُفْسِدُوْا فِي الْأَرْضِ وَتُقَطِّعُوْا أَرْحَامَكُمْ — "હવે શું તમારા પાસેથી એ સિવાય બીજી કોઈ આશા રાખી શકાય છે કે જો તમે ઊંધા મોઢે ફરી જાઓ તો જમીન પર ફરીવાર બગાડ પેદા કરશો અને પરસ્પર એક-બીજાના ગળા કાપશો ?" (સૂરઃ મુહમ્મદ, આ.૨૨)

૫૮. જિહાદમાં ભાગ લેવો પણ હોય તો માત્ર દુન્યવી લાભ ખાતર અને માલે-ગનીમતની પ્રાપ્તિ માટે, ન કે સત્યની બુલંદી માટે અને અસત્યને નીચું નમાવવા માટે :

وَلَئِنْ أَصَابَكُمْ فَضْلٌ مِّنَ اللّٰهِ لَيَقُوْلَنَّ كَأَنْ لَّمْ تَكُنْ بَيْنَكُمْ وَبَيْنَهُ مَوَدَّةٌ يٰلَيْتَنِيْ كُنْتُ مَعَهُمْ فَأَفُوْزَ فَوْزًا عَظِيْمًا — "અને જો અલ્લાહ તરફથી તમારા પર કૃપા થાય તો કહે છે, અને એવં રીતે કહે છે કે જાણે તમારા અને તેમના વચ્ચે પ્રેમનો તો કોઈ સંબંધ હતો જ નહીં - કે કદાચ ! હું પણ તેમના સાથે હોત તો મોટું કામ બની જાત !" (સૂરઃ નિસા, આ.૭૩)

૫૯. કુરબાનીઓ આપવાનો સમય આવે ત્યારે તો છુપાઈ રહેવું, પણ માલે-ગનીમતમાં, કે પછી જે વસ્તુ પણ મુસલમાનોની કુરબાનીઓના પરિણામે પ્રાપ્ત થાય, તેમાં ભાગ પડાવવા માટે ઇસ્લામની સફળતા અને ઉન્નતિનો દમ ભરતાં અને ઈમાનના નારાઓ લગાવતાં આવીને હાજર થઈ જવું :

فَإِذَا ذَهَبَ الْخَوْفُ سَلَقُوْكُمْ بِأَلْسِنَةٍ حِدَادٍ أَشِحَّةً عَلَى الْخَيْرِ — "પરંતુ જ્યારે જોખમ ટળી જાય છે તો આ જ લોકો ફાયદાઓના લાલચું બનીને કાતરની જેમ ચાલતી જીભો લઈને તમારા સ્વાગત માટે આવી જાય છે." (સૂરઃ અહઝાબ, આ.૧૯)

૬૦. મહેનતાણું કે માલે-ગનીમત કે સદકાત અને ઝકાતની વહેંચણી વખતે વધુમાં વધુ માલ પ્રાપ્ત કરવાની કોશિશ કરવી, અને જો પોતાને ઇચ્છા અને માગણી મુજબ

ભાગ ન મળે, તો નારાજ થઈ જવું અને પોતે જે કામો કર્યા છે તે જોવાને બદલે મુસલમાનોના વડા પર આરોપો મૂકવા :

– وَمِنْهُم مَّن يَلْمِزُكَ فِي الصَّدَقَاتِ فَإِنْ أُعْطُوا مِنْهَا رَضُوا وَإِن لَّمْ يُعْطَوْا مِنْهَا إِذَا هُمْ يَسْخَطُونَ "હે નબી ! આમાંના કેટલાક લોકો સદકાના માલની વહેંચણીમાં તમારા સામે વાંધા ઉઠાવે છે. જો આ માલમાંથી તેમને થોડું આપી દેવામાં આવે તો રાજી થઈ જાય, અને ન આપવામાં આવે તો રોષે ભરાય છે." (સૂરઃ તૌબા, આ.૫૮)

૬૧. એવી નીતિ અપનાવવી કે છેવટે પોતાનું પેટ ભરાઈને રહે, જો મુસલમાનો જીતી જાય તો પણ માલે-ગનીમતમાં ભાગ મળીને રહે અને જો દુશ્મનો જીતી જાય તો પણ તેમના પાસેથી બદલો મળે :

فَإِن كَانَ لَكُمْ فَتْحٌ مِّنَ اللَّهِ قَالُوا أَلَمْ نَكُن مَّعَكُمْ وَإِن كَانَ لِلْكَافِرِينَ نَصِيبٌ قَالُوا أَلَمْ نَسْتَحْوِذْ عَلَيْكُمْ وَنَمْنَعْكُم مِّنَ الْمُؤْمِنِينَ – "જો અલ્લાહ તરફથી વિજય તમારો થયો તો આવીને કહેશે કે શું અમે તમારા સાથે નહોતા? જો કાફિરોનું પલ્લું ભારે રહે તો તેમને કહેશે કે શું અમે તમારા વિરુદ્ધ લડવા સમર્થ નહોતા, અને છતાં પણ અમે તમને મુસલમાનોથી બચાવ્યા ?" (સૂરઃ નિસા, આ.૧૪૧)

૬૨. ઈસ્લામના પ્રેમને પરિવારજનો અને વતનના પ્રેમ પર કુરબાન કરી દેવું, અને જ્યારે જરૂર હોય ત્યારે વતનનો ત્યાગ અર્થાત્ હિજરત ન કરવી અને બિનઈસ્લામી જીવન વિતાવવા પર સંતુષ્ટ રહેવું :

إِنَّ الَّذِينَ تَوَفَّاهُمُ الْمَلَائِكَةُ ظَالِمِي أَنفُسِهِمْ قَالُوا فِيمَ كُنتُمْ قَالُوا كُنَّا مُسْتَضْعَفِينَ فِي الْأَرْضِ قَالُوا أَلَمْ تَكُنْ أَرْضُ اللَّهِ وَاسِعَةً فَتُهَاجِرُوا فِيهَا – "જે લોકો સ્વયં પોતાના પર અત્યાચાર કરી રહ્યા હતા તેમની આત્માઓ જ્યારે ફરિશ્તાઓએ કાઢી તો તેમને પૂછ્યું કે આ તમે કેવી સ્થિતિમાં હતા ? તેમણે જવાબ આપ્યો કે અમે ધરતી પર નિર્બળ અને વિવશ હતા. ફરિશ્તાઓએ કહ્યું, 'શું અલ્લાહની ધરતી વિશાળ નહોતી કે તમે તેમાં હિજરત કરતા ?" (સૂરઃ નિસા, આ.૯૭)

وَلَيَعْلَمَنَّ اللَّهُ الَّذِينَ آمَنُوا وَلَيَعْلَمَنَّ الْمُنَافِقِينَ – "અને અલ્લાહને તો એ જોવું છે કે ઈમાન લાવનારાઓ કોણ છે અને મુનાફિકો કોણ ?" (સૂરઃ અન્કબૂત, આ.૧૧)

૬૩. કુફ્રના શાસનમાં કોઈપણ પ્રકારની મજબૂરી વિના રાજીખુશીથી જીવન વિતાવવું અને તેના સાથે સહયોગ કરવો, ત્યાં સુધી કે તેનો હક્ક વફાદારીપૂર્વક અદા કરતાં ઇસ્લામના વિરુદ્ધ પણ લડાઈ કરવા તૈયાર થઈ જવું :

إِنَّ الَّذِينَ تَوَفَّاهُمُ الْمَلَائِكَةُ ظَالِمِي أَنفُسِهِمْ قَالُوا فِيمَ كُنتُمْ

(સૂરઃ નિસા, આ.૯૭) આ આયત ઉપર આવી ચૂકી છે.

૬૪. એવા વખતે દૂર રહેવું, જયારે હક્ક અને સચ્ચાઈની વાતો થઈ રહી હોય અને જો ત્યાં અગાઉથી હાજર હોય તો ચુપચાપ નજર બચાવીને ખસી જવું :

وَإِذَا مَا أُنزِلَتْ سُورَةٌ نَّظَرَ بَعْضُهُمْ إِلَىٰ بَعْضٍ هَلْ يَرَاكُم مِّنْ أَحَدٍ ثُمَّ انصَرَفُوا

– ''જયારે કોઈ સૂરઃ ઉતરે છે તો આ લોકો એક-બીજા સાથે આંખોના ઇશારાથી વાતો કરે છે કે ક્યાંક કોઈ તેમને જોઈ તો નથી રહ્યું ને, પછી ચુપકેથી સરકી જાય છે.'' (સૂરઃ તૌબા, આ.૧૨૭)

૬૫. દિલનું એવું સખત, કલુષિત અને જડ થઈ જવું કે કુર્આનની નસીહતોની કોઈ અસર ન થાય, બલ્કે તેને નફરતને લાયક સમજીને તેની અવગણના કરવી :

فَمَا لَهُمْ عَنِ التَّذْكِرَةِ مُعْرِضِينَ ۝ كَأَنَّهُمْ حُمُرٌ مُّسْتَنفِرَةٌ – ''છેવટે આ લોકોને શું થઈ ગયું છે કે તેઓ ઉપદેશથી મોઢું ફેરવી રહ્યા છે, જાણે આ લોકો જંગલી ગધેડા છે, જે સિંહથી ડરીને ભાગી નીકળ્યા છે !'' (સૂરઃ મુદસ્સિર, આ.૪૯-૫૦)

૬૬. સંગઠનની હેસિયતે અલગ રહેવું, એક-બીજાથી દિલોનું ફાટી જવું અને દેખીતી રીતે એક હોવા છતાં પરસ્પર એક-બીજાથી દૂર-દૂર રહેવું :

تَحْسَبُهُمْ جَمِيعًا وَقُلُوبُهُمْ شَتَّىٰ ۚ ذَٰلِكَ بِأَنَّهُمْ قَوْمٌ لَّا يَعْقِلُونَ – ''આ લોકો પરસ્પરના વિરોધમાં ખૂબ જ કટ્ટર છે. તમે આમને સંગઠિત સમજો છો, પરંતુ એમનાં હૃદય એક-બીજાથી ફાટેલાં છે.'' (સૂરઃ હશ્ર, આ.૧૪)

૬૭. બીજાનો માલ ખાઈ જવો અને નિમકહરામીમાં બેલગામ થઈ જવું :

وَتَرَىٰ كَثِيرًا مِّنْهُمْ يُسَارِعُونَ فِي الْإِثْمِ وَالْعُدْوَانِ وَأَكْلِهِمُ السُّحْتَ – ''તમે જુઓ છો કે તેમનામાંથી ઘણાં લોકો ગુનાહ અને અત્યાચારના કામોમાં દોડધામ કરતા ફરે છે અને હરામના માલ ખાય છે.'' (સૂરઃ માઇદા, આ.૬૨)

૬૮. વચનભંગની આદત પડી જવી : إِذَا عَاهَدَ غَدَرَ (બુખારી, કિતાબુલ ઈમાન)

૬૯. અમાનતમાં ખયાનત કરવી : إِذَا اؤْتُمِنَ خَانَ (બુખારી, કિતાબુલ ઈમાન)

૭૦. ઝઘડો થાય ત્યારે ગાળાગાળી અને અપશબ્દો પર ઉતરી આવવું :

إِذَا خَاصَمَ فَجَرَ (બુખારી, કિતાબુલ ઈમાન)

૭૧. જૂઠ બોલવું : إِذَا حَدَّثَ كَذَبَ (બુખારી, કિતાબુલ ઈમાન)

૭૨. પોતાનું સમગ્ર ધ્યાન અને મહેનતમાં રોટી અને પેટને જ કેન્દ્રમાં રાખવું :

هَمُّ الْمُنَافِقِ بَطْنُهُ

૭૩. દીનની નિખાલસ તેમજ એકાગ્રતા અને મક્કમતાથી સેવા કરનારાઓથી વૈમનસ્ય રાખવું : هُمُ الْمُنَافِقِ بُغْضُ الْأَنْصَارِ (બુખારી, કિતાબુલ મનાકિબ)

નિફાકના આ કાર્યો, લક્ષણો અને નિશાનીઓ મુનાફિકોના બધા જ પ્રકારોના આચરણ અને તેમના મનોવલણ પર છવાયેલ હોય છે. તેનો અર્થ એ નથી કે દરેક મુનાફિકમાં આ બધી જ નિશાનીઓ મોજૂદ હોય છે, બલ્કે કોઈ મુનાફિકમાં આમાંથી બે-ચાર હશે, તો બીજામાં દસ-વીસ હોઈ શકે છે. એક મુનાફિકમાં અમુક નિશાનીઓ હશે, તો બીજામાં તે નહીં હોય, બલ્કે તેના સિવાય બીજી કેટલીક નિશાનીઓ મોજૂદ હશે. વાસ્તવમાં આ નિશાનીઓની મોજૂદગી પ્રત્યેક મુનાફિકની પોતાની સ્થિતિ અને તેના અંગત મનોવલણો પર આધારિત છે.

# મુનાફિક અને ગુનેગારમાં ભેદ

નિફાકની જે નિશાનીઓનું અમે અગાઉ વર્ણન કર્યું છે, તેને સામે રાખીને વિચાર્યા વગર દરેક તે વ્યક્તિને મુનાફિક ન માની લેશો, જેનામાં આ નિશાનીઓમાંથી કોઈ એક નિશાની પણ ક્યારેક જોવા મળી જાય. મુનાફિકોના જેટલાં લક્ષણો ઉપર વર્ણવવામાં આવ્યા છે, તેમાંથી મોટાભાગનો સ્રોત માણસના મનની કમજોરી અને ભૌતિક ચીજ-વસ્તુઓનો અસંતુલિત પ્રેમ છે, અને આ જ મનની નબળાઈ અને દુનિયાથી અસંતુલિત પ્રેમ ગુનાહનો પણ સ્રોત છે. તેથી એક સાચા મુસલમાનથી પણ આ પ્રકારના કાર્યોનું આચરણ ગમે ત્યારે સંભવ છે; કેમ કે અંબિયાએ કિરામ સિવાય કોઈ માણસ પણ, ચાહે તે ગમે તેવો દૃઢ ઈમાનવાળો કેમ ન હોય, નિર્દોષ નથી. નફ્સ દરેક વ્યક્તિમાં છે. તેથી એક મુસલમાન જ્યાં સારાં કાર્યો કરતો રહે છે, ત્યાં ગુનાહોનું આચરણ પણ તેનાથી થઈ શકે છે અને થતું રહે છે. સંભવ છે કે ક્યારેક એક મુસલમાન પણ એવી જ હરકત કરી બેસે, જે મુનાફિકની ખાસિયતોમાંથી છે. તેથી અહીં મુનાફિક અને ગુનેગાર મુસલમાન, બંનેની સ્થિતિ અને બંને વચ્ચેના ફરકને સારી રીતે સમજી લેવાં જોઈએ.

નિફાક અંગેની આ તમામ ચર્ચા વાંચી લીધા પછી તમારા પર એ વાત તો છૂપી નહીં રહી હોય કે જ્યારે એક મુનાફિક ઇસ્લામી શિક્ષા કે મિલ્લતના હિતના વિરુદ્ધ કોઈ કામ સફળતાપૂર્વક કરી નાખે છે, તો તેના દિલને કેવી ખુશી અને તેના મનને કેવો આનંદ થાય છે; અને તેનું મન આ દુષ્ટ કાર્ય માટે કોઈ દુઃખ અને નાપસંદગીનો અહેસાસ કરવાને બદલે ઊલટું પોતાના સફળ 'રાજકારણ' પર ગર્વ લે છે. પરંતુ એક મુસલમાન આવી હરકત ક્યારે અને કેમ કરે છે ? અને પછી તે કરી નાખ્યા પછી તેના હૃદયની શું હાલત થાય છે ? કુર્આન-હકીમ આનો જવાબ આ પ્રમાણે આપે છે :

وَالَّذِينَ إِذَا فَعَلُوا فَاحِشَةً أَوْ ظَلَمُوا أَنْفُسَهُمْ ذَكَرُوا اللَّهَ فَاسْتَغْفَرُوا
لِذُنُوبِهِمْ وَمَنْ يَغْفِرُ الذُّنُوبَ إِلَّا اللَّهُ وَلَمْ يُصِرُّوا عَلَىٰ مَا فَعَلُوا
وَهُمْ يَعْلَمُونَ

"અને (જન્નત તે સંયમીઓ-મુત્તકીઓ માટે છે) જેમનાથી જો ક્યારેક કોઈ ખરાબ કામ થઈ જાય છે અથવા (કોઈ ગુનાનું આચરણ કરીને) પોતાના મન ઉપર અત્યાચાર કરી બેસે છે, તો તરત જ અલ્લાહ તેમને યાદ આવી જાય છે અને તેના પાસે તેઓ પોતાની ભૂલોની માફી માગે છે અને અલ્લાહ સિવાય કોણ છે જે ગુનાઓને માફ કરવાવાળો છે, અને તેઓ પોતે જે કંઈ કર્યું છે તેના પર જાણી-સમજીને આગ્રહ નથી કરતા." (સૂરઃ આલે ઈમરાન, આ.૧૩૫)

આવા જ ગુનેગાર મુસલમાનો વિશે એક બીજી જગ્યાએ વર્ણન છે કે :

وَاٰخَرُوْنَ اعْتَرَفُوْا بِذُنُوْبِهِمْ خَلَطُوْا عَمَلًا صَالِحًا وَّاٰخَرَ سَيِّئًا ۭ عَسَى اللّٰهُ
اَنْ يَّتُوْبَ عَلَيْهِمْ

"અને (આ મુનાફિકો સિવાય જિહાદથી પાછળ રહી જનારાઓ) બીજાં કેટલાક લોકો પણ છે, જેમણે પોતાના ગુનાઓનો (સંપૂર્ણ પશ્ચાતાપની ભાવના સાથે) સ્વીકાર કરી લીધે છે. તેમનાં અમુક સારાં કાર્યો પણ છે અને અમુક ખરાબ પણ. આશા છે કે અલ્લાહ તે· ની તૌબા કબૂલ કરશે." (સૂરઃ તૌબા, આ.૧૦૨)

એક ત્રીજી આયત પણ નજર સમક્ષ રાખો :

ثُمَّ اِنَّ رَبَّكَ لِلَّذِيْنَ عَمِلُوا السُّوْۗءَ بِجَهَالَةٍ ثُمَّ تَابُوْا مِنْۢ بَعْدِ ذٰلِكَ
وَاَصْلَحُوْٓا ۙ اِنَّ رَبَّكَ مِنْۢ بَعْدِهَا لَغَفُوْرٌ رَّحِيْمٌ

"જે લોકોથી મનના આવેગમાં બૂરાઈઓનું આચરણ થઈ જાય છે, પણ તેના પછી તેઓ તૌબા કરે છે અને પોતાની સુધારણા કરી લે છે; આવા જ લોકો માટે ચોક્કસપણે તારો રબ (તૌબા અને સુધારણા પછી) અવશ્ય માફ કરી દેનાર છે અને દયા કરવાવાળો છે." (સૂરઃ નહ્‌લ, આ.૧૧૯)

આ ત્રણેય આયતો પર વિચાર કરવાથી કેટલીક બાબતો સામે આવે છે :

એક તો એ મુસલમાનથી પણ ગુનાનું આચરણ થઈ શકે છે અને થાય છે.

બીજી એ કે તે જો ગુનો કરે છે, તો 'અજ્ઞાનતા'ના કારણે, અર્થાત્ કોઈ ત્વરીત મનોભાવનાને આધીન કરે છે, ન કે જાણી-સમજીને.

ત્રીજી, ગુનો કર્યા પછી તેનો આત્મા વિહ્‌વળ થઈ જાય છે. મહાન અને પ્રતાપી અલ્લાહના ન્યાયી હોવાનો ગુણ તેની નજર સમક્ષ આવી જાય છે. તેના ઈમાની લલાટ પર લજ્જાના પ્રસ્વેદ બિંદુઓ ચમકી ઉઠે છે. તે તરત જ પોતાના ગુનાઓ કબૂલ કરી લે છે અને અલ્લાહથી માફીનો ઈચ્છુક હોય છે અને ભવિષ્યમાં પોતાની સુધારણા કરી લે છે.

ચોથી વાત, જેને આ જ ત્રીજી વાતમાંથી નીકળેલ પાસું જ કહેવું જોઈએ, એ છે કે તે પોતાના કોઈપણ ખરાબ આચરણ પર ઇરાદાપૂર્વક દુરાગ્રહી નથી રહેતો, અર્થાત્ એવું નથી થતું કે તે સતત આ બૂરાઈને કરતો જાય અને તેને ત્યજી દેવાની ન કોઈ કોશિશ કરે, ન તો તેના દિલમાં ખરેખર કોઈ નાપસંદગી અને અફસોસનો અહેસાસ પેદા થાય, પરંતુ મુનાફિક આ તમામ ખાસિયતોથી દૂર હોય છે. તે શરીઅતના વિરુદ્ધ કાર્યો કોઈ ત્વરીત મનોવૃત્તિને આધીન નથી કરતો, બલ્કે પૂરેપૂરી સભાનતા અને ઇરાદા સાથે કરે છે. તે શરીઅતની અવજ્ઞાને તેની પાબંદી ઉપર ઇરાદાપૂર્વક પ્રાથમિકતા આપે છે અને તેની નાફરમાનીને પોતાની આદત બનાવી લે છે. શરીઅતની પાબંદીમાં દેખીતી રીતે જે તકલીફો છે અને નફસની લિજ્જતથી વંચિતતા છે, તેની સરખામણી તે ફાયદાઓ અને સુખચેન અને લિજ્જતોથી કરે છે, જે શરીઅતની નાફરમાનીમાં દેખાય છે. ઉપરાંત, તેનું મન એ નિર્ણય કરે છે કે તેને પ્રથમ વસ્તુ કબૂલ નથી અને કેવળ બીજી વસ્તુ જ જોઈએ છે. આ જ નિર્ણયના કારણે જ્યારે તે અલ્લાહનો કાનૂન તોડે છે, તો તેને શરમના બદલે ખુશી અને આનંદ થાય છે. તેના દિલમાં અલ્લાહના ડરનો અંશ સુદ્ધાં દેખાતો નથી, ન તો ક્ષમા અને પશ્ચાતાપની તરફ ક્યારેય તેનું ધ્યાન આકૃષ્ટ થાય છે.

આ છે તે પાયાનો ફરક એક મુનાફિક અને ગુનેગાર મુસલમાન વચ્ચે, અને આ જ તે મુદ્દો છે જેને ન સમજવાથી ખારિજીઓએ દરેક મોટો ગુનો (ગુનાહે-કબીરા) આચરનારને નિતાંત કાફિર ઠેરવી દીધો. તેથી ઈમાન અને નિફાકનું અનુમાન કરતી વખતે આપણે પૂરેપૂરી સાવચેતી રાખવી જોઈએ અને મુનાફિક અને ગુનેગાર મુસલમાનના આ ભેદને હંમેશા ધ્યાનમાં રાખવો જોઈએ.

પરંતુ મુનાફિક અને ગુનેગાર દરમ્યાન આ ફરકનો એ અર્થ કદાપિ નથી કે ગુનો અને નિફાક એ બંને તદ્દન એક-બીજાથી વિરુદ્ધ હકીકતો છે અને તેમાં મૂળેથી કોઈ સંબંધ છે જ નહીં. તેનાથી વિપરીત વાસ્તવિકતા એ છે કે જો ગુનો કર્યા પછી તેના પર માણસ શરમ ન અનુભવે અને તેના માટે તેને પસ્તાવો ન થાય અને તે પોતાની સુધારણા માટે વ્યાકુળ ન થઈ જાય, તો આ જ ગુનામાંથી નિફાકના મંડાણ થાય છે, અને જો ગુનાઓના મામલામાં તેની આ હિંમત આ જ પ્રમાણે કામ કરતી રહી, તો આ બીજ શાખાઓ કાઢે છે, ફૂલે-ફાલે છે, મોટું થાય છે અને પછી એક વટવૃક્ષનું રૂપ ધારણ કરી લે છે; ત્યાં સુધી કે તેના અંદરનો આખો પરિવેશ તેની શાખાઓ અને પાંદડાઓથી ઢંકાઈ જાય છે. આ કોઈ અટકળ કે ગુમાનની વાત નથી, બલ્કે અલ્લાહનો આ એક અટલ નિયમ છે, જેની સાબિતી માટે કુર્આન-હકીમની આ આયત પર્યાપ્ત છે :

وَمِنْهُمْ مَّنْ عٰهَدَ اللّٰهَ لَئِنْ اٰتٰىنَا مِنْ فَضْلِهٖ لَنَصَّدَّقَنَّ وَلَنَكُوْنَنَّ مِنَ الصّٰلِحِيْنَ ۝ فَلَمَّآ اٰتٰىهُمْ مِّنْ فَضْلِهٖ بَخِلُوْا بِهٖ وَتَوَلَّوْا وَّهُمْ مُّعْرِضُوْنَ ۝ فَاَعْقَبَهُمْ نِفَاقًا فِيْ قُلُوْبِهِمْ اِلٰى يَوْمِ يَلْقَوْنَهٗ بِمَآ اَخْلَفُوا اللّٰهَ مَا وَعَدُوْهُ وَبِمَا كَانُوْا يَكْذِبُوْنَ

''તેમનામાંથી કેટલાક લોકો એ છે, જેમણે અલ્લાહ સાથે કરાર કર્યો હતો કે જો તે તેમને પોતાની કૃપા વડે નવાજશે તો તેઓ અવશ્ય સદકો કરશે અને સાચાં મુસલમાન સાબિત થશે, પરંતુ જ્યારે અલ્લાહે તેમને પોતાની કૃપા પ્રદાન કરી દીધી, તો તેમણે સંપૂર્ણપણે અવગણનાથી તેમાં કંજૂસીથી કામ લીધું, પરિણામે તેણે તેમના હૃદયોમાં કયામત સુધી નિફાક પેદા કરી દીધો, એટલા માટે કે અલ્લાહથી કરાર કરીને તેમણે તોડી નાખ્યો.'' (સૂરઃ તૌબા, આ.૭૫-૭૭)

એ જ પ્રમાણે બયહકી શરીફની એક હદીસમાં છે :

من سمع النداء يوم الجمعة فلم ياتها ثم سمع فلم ياتها ثم سمعه فلم ياتها طبع الله على قلبه و جعل قلبه قلب منافق

''જે વ્યક્તિએ જુમ્આની અઝાન સાંભળી અને નમાઝ માટે ન આવ્યો, ફરીથી સાંભળી તો પણ ન આવ્યો, ત્રીજી વખત સાંભળી છતાં પણ ન આવ્યો; અલ્લાહત્આલા તેના દિલ પર મહોર લગાવી દે છે અને તેના દિલને મુનાફિકનું દિલ બનાવી દે છે.''

આ સ્રોતથી ખ્યાલ આવે છે કે ગુનો એક વસ્તુ છે અને નિફાક બીજી, પણ આ બંનેમાં એક પ્રગાઢ મનોવૈજ્ઞાનિક સંબંધ પણ છે, અર્થાત્ ગુનો ગમે ત્યારે નિફાકની બીમારી કરી શકે છે, જેમ કે સામાન્ય તાવના જીવાણુઓ ગમે તે સમયે ટાઇફોઇડમાં બદલાઈ શકે છે. તેથી કોઈ ગુનો થઈ જાય ત્યારે કદાપિ સંતુષ્ટ થઈને બેસી ન રહેવું જોઈએ કે બસ, એક ગુનો હતો જે થઈ ગયો, બલ્કે તેની ભયાનક અસરોથી સુરક્ષિત રહેવા તાત્કાલિક ચિંતા થવી જોઈએ, નહિં તો અશક્ય નથી કે તે નિફાકનો રોગ પેદા કરી દે અને આપણને તેની ખબર પણ ન પડે. اَنْ تَحْبَطَ اَعْمَالُكُمْ وَاَنْتُمْ لَا تَشْعُرُوْنَ — ''ક્યાંક એવું ન બને કે તમારું બધું કર્યું-કરાવ્યું વિનષ્ટ થઈ જાય અને તમને ખબર પણ ન પડે.'' (સૂરઃ અહઝાબ, આ.૨)

# મુનાફિકો વિશે શરીઅતના આદેશો

હવે આપણે એ જાણવાની આવશ્યકતા છે કે મુનાફિકો વિશે શરીઅતના આદેશો શું છે ?

મુનાફિકો વિશે શરીઅતે જે આદેશો આપ્યા છે, તેને બે ભાગોમાં વહેંચી શકાય છે. એક હિસ્સો તો એ છે જે આખિરતથી સંબંધિત છે, અર્થાત્ એ કે માલિકે યવ્મુદ્દીન (ઈનામ અને સજાના દિવસના માલિક) કાલે તેમના સાથે શું વર્તાવ કરશે ? બીજો હિસ્સો તેમના દુનિયાના જીવન સાથે સંબંધ ધરાવે છે, અર્થાત્ એ કે સામાન્ય મુસલમાનો વ્યક્તિગત રૂપે અને સામૂહિક હેસિયતે તેમના સાથે કેવું વલણ અપનાવે ?

**દરજ્જાઓમાં ફરકને ધ્યાનમાં રાખવું :**

આ સંદર્ભમાં સૌપ્રથમ એ સમજી લેવું જોઈએ કે જે રીતે આખિરતમાં અંજામની રીતે તમામ મુસલમાનોનો દરજ્જો એક સરખો નથી, બલ્કે તેમના ઈમાન અને કાર્યોના દરજ્જાના લિહાજથી તેમને જુદા-જુદા દરજ્જાઓ પ્રદાન કરવામાં આવશે. તે જ રીતે મુનાફિકો પણ તમામે-તમામ એક દરજ્જામાં નથી, બલ્કે તેમનાં નિફાકના દરજ્જાના લિહાજથી તેમની સજાઓના વિભિન્ન દરજ્જાઓ નક્કી કરવામાં આવશે. જે મુનાફિકમાં નિફાક પોતાની પૂરેપૂરી તીવ્રતાની સાથે કાર્યરત હશે, તેના અઝાબની કમી અને કેફિયત કંઈક બીજી હશે અને જેમાં નિફાકની મામૂલી અને સરખામણીમાં હલકી ખાસિયતો હશે, તેના અઝાબનો પ્રકાર કંઈક બીજો હશે. એ'તેકાદી (ઈમાનમાં દંભ રાખનાર) મુનાફિકને જે સજા આપવામાં આવશે તે એ સજાથી તદ્દન જુદી હશે, જે અમલી મુનાફિકને આપવામાં આવશે. આ જ ફરકનું ધ્યાન તે આદેશોમાં પણ રાખવામાં આવ્યું છે, જે સામાન્ય મુસલમાનોને મુનાફિકો વિશે આપવામાં આવ્યા છે. સ્વયં બદલાના સિદ્ધાંતનો પણ આ જ તકાદો છે કે જુદા-જુદા વર્ગોના મુનાફિકો વચ્ચે ફરકનું ધ્યાન રાખવામાં આવે અને કુર્આનની કેટલીક આયતોથી પણ તેને સમર્થન મળે છે; જેમ કે તે લોકો જેઓ

અલ્લાહ અને અલ્લાહના રસૂલ અને કુર્આનની આયતોની મજાક ઉડાવતા હતા, તેમના વિશે કુર્આન ફરમાવે છે :

لَا تَعْتَذِرُوْا قَدْ كَفَرْتُمْ بَعْدَ اِيْمَانِكُمْ ۚ اِنْ نَّعْفُ عَنْ طَآئِفَةٍ مِّنْكُمْ
نُعَذِّبْ طَآئِفَةً ۢ بِاَنَّهُمْ كَانُوْا مُجْرِمِيْنَ

"મુનાફિકો ! વાતો ન બનાવો, નિશ્ચિતપણે તમે ઈમાન લાવ્યા પછી કુફ્ર કર્યું. જો અમે તમારામાંથી એક જૂથને માફ કરી પણ દઈએ તો બીજા લોકોને તો જરૂર અઝાબ આપીશું, કેમ કે તેઓ (સાચે જ અને જાણી-સમજીને દુષ્ટ કૃત્યો આચરનાર) ગુનેગાર છે." (સૂરઃ તૌબા, આ.૬૬)

આ આયતથી સ્પષ્ટ ખ્યાલ આવે છે કે તે નિફાક અને દંભી વલણ, જે જાણી-સમજીને અપનાવવામાં આવે, તેનું સ્થાન જૂદું છે અને જે કેવળ અજ્ઞાનતાવશ કે બેદરકારી કે મનની નબળાઈના કારણે હોય, તેનું સ્થાન જૂદું.

### મુનાફિકોના વર્ગો :

આ દૃષ્ટિબિંદુથી જ્યારે આપણે સામાન્ય મુનાફિકોની સ્થિતિ અને લક્ષણો પર નજર નાખીએ છીએ તો આ લોકો ઘણાં વર્ગોમાં વિભાજીત હોય તેવું દેખાય છે, પરંતુ સૈદ્ધાંતિક અને પ્રાથમિક રૂપે તેમને બે જ વર્ગોમાં વહેંચી શકાય છે.

એક તો તે હંમેશાના ધૂર્ત લોકો છે, જેઓ ઇસ્લામ અને કુફ્ર બંનેની હકીકત, બંનેના દૃષ્ટિકોણો અને બંનેના દુન્યવી ધ્યેયોથી સારી રીતે વાકેફ હતા, અને આ જાણકારી પછી તેમના હૃદય ઇસ્લામથી સંપૂર્ણપણે ઉદંડ હતા અને કુફ્ર અને તેની વિચારસરણીના જ શ્રદ્ધાવાન હતા. પરંતુ તેમ છતાં તેમના કેટલાક હિતો હતા, જે તેમને મજબૂર કરી રહ્યા હતા કે ઇસ્લામથી અસંબંદ્ધતાનું એલાન જાહેરમાં ન કરે, બલ્કે નિફાકના પરિવેશમાં પોતાને મુસલમાન જાહેર કરે, અર્થાત્ એ'તેકાદી મુનાફિકો.

બીજા વર્ગમાં તે લોકો છે, જેઓ આમ તો નિફાકની હાલતમાં સપડાયેલા હતા, પરંતુ તેમના હૃદયમાં એટલો કાટ નહોતો ચઢી ગયો, જેટલો ઉપરોલ્લેખિત વર્ગના હૃદયમાં ચઢી ગયો હતો. તેમનો નિફાક કાં તો શર્હ-સદ્ર (આત્મસંતોષ)ની કૃપાથી વંચિતતાનું પરિણામ હતો, અથવા તો પછી તેમના નફ્સની કમજોરીઓએ તેમને મુનાફિકોની પંક્તિમાં લાવીને ઊભા કરી દીધા હતા. જો કે આ લોકો કુફ્રની સરખામણીમાં

ઇસ્લામથી વધારે નજીક હતા અને અંદરથી પણ પોતાને મુસલમાનોમાં જ સમજતા હતા અને મુસલમાન રહેવું તેમને પસંદ પણ હતું, પરંતુ તેમના ઇસ્લામમાં એટલી શક્તિ નહોતી કે પોતાના સિદ્ધાંતો અને માન્યતા કાજે, જેને તેઓ સત્ય કહેતા અને સત્ય સમજતા હતા, જરૂરત પડે તો પોતાના ભૌતિક લાભો, પોતાની સ્વાભાવિક ઇચ્છાઓ અને પોતાના દુન્યવી હિતોને કુરબાન કરી શકે, અર્થાત્ તે જ અમલી મુનાફિકો.

## મુનાફિકો વિશે આખિરત સંદર્ભે આદેશો :

હવે બંને જૂથો વિશે તેમના દરજ્જાઓના ફરકને ધ્યાનમાં રાખીને જે વિભિન્ન આદેશો વર્ણવવામાં આવ્યા છે, તેના પર વિચાર કરો; પહેલા આખિરત અંગેના આદેશોને લો, અર્થાત્ એ જુઓ કે આ લોકોનો આખિરતમાં શું અંજામ થશે ?

**૧. પ્રથમ વર્ગના મુનાફિકો વિશે કુર્આન કહે છે :**

قُلْ اَنْفِقُوْا طَوْعًا اَوْ كَرْهًا لَّنْ يُّتَقَبَّلَ مِنْكُمْ ۭ اِنَّكُمْ كُنْتُمْ قَوْمًا فٰسِقِيْنَ

"હે પયગંબર ! આ મુનાફિકોને કહી દો કે ચાહે તમે રાજીખુશીથી સદકો આપો કે અનિચ્છાએ, (અલ્લાહને ત્યાં છેવટે) તે કદાપિ કબૂલ થશે નહીં, કેમ કે તમે જાણીબૂઝીને નાફરમાની કરવાવાળા છો." (સૂરઃ તૌબા, આ.૫૩)

આનાથી ખ્યાલ આવે છે કે મુનાફિકોના કોઈ કાર્યનો અલ્લાહને ત્યાં સ્વીકાર થશે નહીં, કેમ કે આ લોકો દેખીતી રીતે ઇસ્લામી ઢંગના જે કંઈ અમલ કરે છે, તે ઈમાનની ભાવના હેઠળ નહિં, બલ્કે માત્ર દેખાવ ખાતર કરે છે. તેમના હૃદયોમાં તો ઈમાનનો પ્રકાશ પ્રવેશ્યો જ નથી. ત્યાં તો અવજ્ઞા, જે ઈમાનની વિરુદ્ધ છે, તેનો જ અંધકાર છવાયેલો છે. એ ભ્રમ ન થાય કે આ આયતમાં તો કેવળ સદકાના અસ્વીકાર થવાનો ઉલ્લેખ છે, તેથી એ મહદ્અંશે સંભવ છે કે બીજા કાર્યોનું પરિણામ આ ન હોય, બલ્કે હકીકત એ છે કે અંતરના વિદ્રોહની જે આગ તેમના સદકાને ખાઈ જશે, તે જ તેમના એક-એક અમલને ધૂળમાં મેળવી દેશે.

حَبِطَتْ اَعْمَالُهُمْ فَاَصْبَحُوْا خٰسِرِيْنَ

"આ મુનાફિકોના તમામ કર્મો વ્યર્થ થઈ ગયા અને તેઓ બધી રીતે નુકસાનમાં રહ્યા." (સૂરઃ માઈદા, આ.૫૩)

પછી આ ઘૃણાસ્પદ અમલનું પરિણામ જે આવવું જોઈએ તે કંઈ વર્ણવવાની જરૂર નથી.

وَعَدَ اللّٰهُ الْمُنٰفِقِيْنَ وَ الْمُنٰفِقٰتِ وَ الْكُفَّارَ نَارَ جَهَنَّمَ خٰلِدِيْنَ فِيْهَا ؕ هِيَ حَسْبُهُمْ ۚ وَ لَعَنَهُمُ اللّٰهُ ۚ وَلَهُمْ عَذَابٌ مُّقِيْمٌ

"અલ્લાહતઆલાએ મુનાફિક પુરુષો અંને મુનાફિક સ્ત્રીઓ અને કાફિરો એ બધાથી જહન્નમની આગનો વાયદો કરી રાખ્યો છે, જેમાં તેઓ હંમેશા રહેશે. તે તેમના માટે તદ્દન પર્યાપ્ત છે. અલ્લાહે તેમના પર ફિટકાર કરી છે અને તેમના માટે હંમેશાનો અઝાબ છે." (સૂરઃ તૌબા, આ.૬૮)

કાફિરો અને મુનાફિકો બંને માટે જહન્નમની સજા તો જરૂર છે, પરંતુ બંને લોકનો ન્યાયાધીશ અલ્લાહતઆલા ફરમાવે છે કે મુનાફિકોનું 'સ્થાન' કાફિરોથી પણ ખૂબ આગળ છે.

اِنَّ الْمُنٰفِقِيْنَ فِي الدَّرْكِ الْاَسْفَلِ مِنَ النَّارِ

"નિઃશંક, મુનાફિક જહન્નમના સૌથી નીચેના ભાગમાં હશે."

(સૂરઃ નિસા, આ.૧૪૫)

અને આ 'સખત કેદ'ની વિશેષ સજા તદ્દન ન્યાયના તકાદા અનુસાર છે. સહેજ ઊંડો વિચાર કરવાથી કુફ્રની સરખામણીમાં નિફાકના ગુનાની સંગીનતા તદ્દન સ્પષ્ટ થઈ જાય છે. જ્યાં સુધી એ'તેકાદી મુનાફિકોના બંને પ્રકારમાંથી પહેલા પ્રકારનો સંબંધ છે, તો તેનો આ અંજામ એટલા માટે હશે કે તેઓ સામાન્ય કાફિરોની સરખામણીમાં સત્ય માટે વધુ ખતરનાક છે અને દુશ્ચિંતક દુશ્મન છે. બાકી રહ્યો બીજો પ્રકાર, તો તે પણ ઇસ્લામના ખુલ્લા વિરોધીઓની સરખામણીમાં વધારે ખતરનાક જ છે. તદુપરાંત, કાફિરમાં તમામ આડોડાઈ અને પથભ્રષ્ટતાઓ છતાં અંતરાત્મા હોય છે અને આ અંતરાત્મામાં અભિમાન અને સ્વાભિમાનની રૂહ હોય છે. તે પોતાની માન્યતાને સાચી સમજીને તેનો આગ્રહી હોય છે, અને તેના વિરુદ્ધ કોઈપણ અવાજને અસત્ય માનીને તેનો દુશ્મન બને છે.પરંતુ આ દુર્ભાગીઓ અને માનવતા માટે કલંક સમાન મુનાફિકો આ એક ખૂબીથી પણ વંચિત હોય છે. મનેચ્છા સિવાય તેમનો કોઈ પંથ જ નથી હોતો. તેઓ ભૌતિકતાના ઉત્કટ પ્રેમમાં પોતાની અંતરાત્માને તદ્દન નિમ્ન, અચેતન અને અપમાનિત બનાવી લે છે અને

આ સમગ્ર તૈયારીની સાથે અલ્લાહની હજૂરમાં પહોંચે છે કે તે પછી 'દ-ર-ક અસ્ફલ' (સૌથી નીચલા ભાગ) સિવાય કોઈ અન્ય જગ્યા રહેવાને લાયક નથી ઠરતા.

આ અઝાબ તેમના માટે અનિવાર્ય છે. આ અટલ અંજામને કોઈ વસ્તુ ટાળી શકતી નથી. અલ્લાહના નજીક પોતાના હબીબ ﷺ થી વધીને કોઈ પ્રિય અને પસંદગીપાત્ર નથી, પણ તેમની દુઆ પણ અહીં કઈ કરી શકતી નથી :

اِسْتَغْفِرْ لَهُمْ اَوْ لَا تَسْتَغْفِرْ لَهُمْ ۚ اِنْ تَسْتَغْفِرْ لَهُمْ سَبْعِيْنَ مَرَّةً فَلَنْ يَّغْفِرَ اللّٰهُ لَهُمْ

''હે પયગંબર ! તમે આ મુનાફિકો માટે ચાહે માફીની દુઆઓ કરો કે ન કરો; (એક નહીં) જો સિત્તેર વાર પણ તમે તેમની માફી ચાહો, તો પણ અલ્લાહ તેમને કદાપિ માફ કરશે નહીં.'' (સૂરઃ તૌબા, આ.૮૦).

**૨. બીજા વર્ગના મુનાફિકોનો અંજામ :**

બીજા વર્ગના મુનાફિકોના અંજામ વિશે મહિમાવાન અલ્લાહે આપણા સમક્ષ કોઈ સ્પષ્ટ અને નિર્ધારીત નિર્ણય નથી મૂક્યો, પરંતુ એટલું તો તેણે ચોખ્ખું કહી દીધું છે કે તેઓ દોઝખનો અઝાબ જરૂર ચાખશે; જેમ કે નબળા ઈમાનવાળાં વિશે, જેઓ હિજરત કરી શક્યા નહોતા અને કાફિરો તરફથી લડતાં બદ્રની લડાઈમાં માર્યા ગયા હતા, તેમના વિશે ફરમાવી દીધું છે કે - فَاُولٰٓئِكَ مَاْوٰىهُمْ جَهَنَّمُ (તેમનું ઠેકાણું દોઝખ છે - સૂરઃ નિસા, આ.૯૭). તેથી એ વાત તો નક્કી છે કે આ વર્ગના લોકોને પણ દોઝખની ભયાનકતામાં ગ્રસ્ત તો થવું જ પડશે, જો તેઓ માફી માંગીને અને પશ્ચાતાપ કરીને અને પોતાની સ્થિતિની સુધારણા કરીને અલ્લાહને ત્યાં હાજર નહીં થયા હોય. આ અનિવાર્ય પરિણામથી તેમને ન તો એ બહાનું બચાવી શકશે કે અમને ઈમાનની સાચી ભાવના અને તેના તકાદાઓનું જ્ઞાન નહોતું અને ન તો એ બહાનું તેમને કોઈ કામ આવશે કે અમે ઈસ્લામના ઈન્કાર કરનારાં અને દુશ્ચિંતક અને દુશ્મન નહોતા. અલ્લાહની અદાલત અંતિમ નિર્ણય કરશે અને આ કમજોર ઈમાન અને અજ્ઞાનતા અને અવિશ્વાસનું પરિણામ પણ પ્રગટ થઈને જ રહેશે. અલબત્ત, પ્રથમ વર્ગની તુલનામાં તેમની સજા કંઈક હળવી હશે. તેમના માટે 'દ-ર-ક અસ્ફલ' નહીં હોય, ન તેમના વિશે કુર્આને ધિક્કારની ચેતવણી સંભળાવી છે અને ન તો એ વાતનો ઉલ્લેખ કર્યો છે કે તેઓ... પ્રથમ વર્ગની જેમ

દોઝખમાં હંમેશા રહેશે. પછી તેમની સજાઓ કેવી હશે? તેનું સાચું નિર્ધારણ કેવી રીતે કરી શકાય? આ પ્રશ્નોના જવાબો આપણે નક્કી કરવાના નથી. ન્યાયના દિવસના માલિક અલ્લાહની દયા અને કૃપાની વિવેકશીલતા તેમજ અદાલત જ તે નક્કી કરશે. બંદાએ તો છેવટે તેના તમામ ગુણોમાંથી કેવળ દયા અને કૃપાના ગુણના દામનને પકડવો જોઈએ - رَبَّنَا وَسِعْتَ كُلَّ شَيْءٍ رَّحْمَةً وَّعِلْمًا ''હે રબ! તું પોતાની દયા અને પોતાના જ્ઞાન દ્વારા દરેક વસ્તુ પર વ્યાપ્ત છે.'' (સૂરઃ મુ'મિન, આ.૭)

**મુનાફિકો વિશે દુનિયા સંદર્ભે આદેશો :**

આખિરતના જીવન અંગેનો તો તેમનો અંજામ આ છે; આવો, હવે જોઈએ કે ઈમાનવાળાઓને આ મુનાફિકોની સાથે દુનિયામાં કેવી રીતે વર્તવું જોઈએ? અને તેમના સાથે ઉમ્મતે મુસ્લિમાના રાજકીય, આર્થિક અને સહજીવન વિતાવવા અંગેના સંબંધોનું સ્વરૂપ શું હોવું જોઈએ? તો જેમ કે દર્શાવવામાં આવી ચૂક્યું છે કે આખિરત અંગેના આદેશોની જેમ દુન્યવી આદેશોના સંદર્ભે પણ બંને વર્ગોનું સ્વરૂપ ભિન્ન-ભિન્ન છે.

☆ (૧) પહેલા પ્રકારનાં એ'તેકાદી મુનાફિકો (દંભી ઈમાનવાળા લોકો) વિશે કુર્આન-મજીદનો બુનિયાદી દૃષ્ટિબિંદુ એ છે કે મોમિનો તો અલ્લાહની પાર્ટી છે, પરંતુ મુનાફિકો શૈતાનની પાર્ટી છે - أُولَٰئِكَ حِزْبُ الشَّيْطَانِ (તેઓ શૈતાનના પક્ષના લોકો છે - સૂરઃ મુજાદલા, આ.૧૯) તેથી તેઓ ચાહે લાખ વખત ઈમાનની જાહેરાત કરે, મિલ્લતે ઈસ્લામિયા, અર્થાત્ હિઝબુલ્લાહ (અલ્લાહના પક્ષવાળા લોકો)થી તેમનો કોઈ સંબંધ નથી, તેમને કદી પણ મિલ્લતમાં સામેલ સમજવામાં નહીં આવે.

وَيَحْلِفُونَ بِاللَّهِ إِنَّهُمْ لَمِنكُمْ وَمَا هُم مِّنكُمْ

''અને આ મુનાફિકો સોગંદો ખાઈને કહે છે કે તેઓ ચોક્કસપણે તમારી જમાઅતમાં છે, જો કે તેઓ (સહેજ પણ) તમારામાંથી નથી.'' (સૂરઃ તૌબા, આ.૫૬)

બલ્કે - هُمُ الْعَدُوُّ فَاحْذَرْهُمْ

''આ મુનાફિકો તમારાં કટ્ટર દુશ્મનો છે, તેમનાથી સાવધાન રહો.''

(સૂરઃ મુનાફિકૂન, આ.૪)

પછી આ فَاحْذَرْهُمْ (તેમનાથી સાવધાન રહો)નું વ્યવહારૂ સ્વરૂપ એ દર્શાવવામાં આવ્યું છે કે —

فَلَا تَتَّخِذُوا مِنْهُمْ أَوْلِيَاءَ...... وَلَا تَتَّخِذُوا مِنْهُمْ وَلِيًّا وَلَا نَصِيرًا

''તો આ મુનાફિકોમાંથી કોઈને પોતાનો મિત્ર ન બનાવો.... અને તેમનામાંથી કોઈને પોતાનો મિત્ર અને સાથી ન બનાવો.'' (સૂરઃ નિસા, આ.૮૯)

અર્થાત્ આ લોકોથી સંપૂર્ણપણે અલગ થઈ જવું જોઈએ. તેમને પોતાના સામાજિક, વહીવટી, શૈક્ષણિક અને રાજકીય મામલાઓથી તદ્દન દૂર રાખવા જોઈએ અને તેમનો સંપૂર્ણ બહિષ્કાર કરીને પોતાની જમાઅતમાંથી અલગ કરી દેવા જોઈએ. આ બહિષ્કારમાં કોઈ દંભ કે આળપંપાળ કરી શકાય તેમ નથી; વિશેષતઃ રાજકીય મામલાઓમાં ન તો તેમનાથી કોઈ સલાહ-મશ્વરા લઈ શકાય છે, ન પોતાની મિલ્લતના રહસ્યો તેમના સામે ખોલી શકાય છે. રહ્યો કોઈક મામલામાં આ 'મહાનુભાવો'ના નેતૃત્વ અને દિશાસૂચનનો પ્રશ્ન, તો તેની કલ્પના પણ કરી શકાતી નથી. તેથી અલ્લાહત્આલા હુઝૂર અકરમ ﷺ ને અને આપના માધ્યમથી તમામ ઈમાનવાળાઓને વારંવાર સચેત કરે છે કે :

يَٰٓأَيُّهَا ٱلنَّبِيُّ ٱتَّقِ ٱللَّهَ وَلَا تُطِعِ ٱلْكَٰفِرِينَ وَٱلْمُنَٰفِقِينَ

''હે નબી ! અલ્લાહથી ડરો અને આ કાફિરો અને મુનાફિકોનું કહેવું ન માનો.''

(સૂરઃ અહઝાબ, આ.૧)

ઉપરાંત, ગત આયતોથી એ પણ ખ્યાલ આવે છે કે મુનાફિકોને ન કેવળ એ કે પોતાના હમરાઝ (મિત્ર) અને દમસાઝ (સાથી) ન બનાવવા જોઈએ, બલ્કે તેમની મદદ પણ સ્વીકારવી ન જોઈએ, ચાહે મદદ અને સહયોગની ગમે તેટલી આવશ્યકતા કેમ ન હોય. જિહાદના સમયને સૌથી કઠિન સમય કહી શકાય છે. પરંતુ આદેશ એ છે કે જે લોકો વ્યવહારૂ રીતે તકવાદી, મુનાફિક અને દીનના દુશ્મનો પુરવાર થઈ ચૂક્યા છે, તેમને કોઈપણ જિહાદમાં સામાન્ય મુસલમાનોની સાથે સહભાગી ન બનાવવામાં આવે, કેમ કે તેમના ભાગ લેવાથી દેખીતી રીતે મુસલમાનોની જમાઅત મજબૂત અને તેમની શક્તિ વધારે દેખાશે, પણ વાસ્તવમાં તેમનું ભાગ લેવું ઈસ્લામ માટે ઝેર હશે. તેઓ જિહાદના મેદાનમાં પણ પોતાના દુષ્કૃત્યો અને ઉપદ્રવોથી દૂર નહીં રહે, અને ઈસ્લામી જમાઅતની કમજોરી અને વિખરાવનું કારણ બનશે –

لَوْ خَرَجُوا۟ فِيكُم مَّا زَادُوكُمْ إِلَّا خَبَالًا وَلَأَوْضَعُوا۟ خِلَٰلَكُمْ يَبْغُونَكُمُ ٱلْفِتْنَةَ

(જો તેઓ તમારા સાથે નીકળ્યા હોત તો તમારા અંદર ખરાબી સિવાય કોઈ

વસ્તુમાં વધારો ન કરતા, તેઓ તમારા અંદર ફિત્નો પેદા કરવા માટે દોડધૂપ કરતા... - સૂરઃ તૌબા, આ.૪૭)

તેથી અલ્લાહતઆલાએ એ લોકો વિશે, જેઓ ગઝવએ તબૂકની કઠિન મુસીબતો અને કષ્ટોનું અનુમાન કરીને ઘરે બેસી રહ્યા હતા, હુકમ આપ્યો કે :

فَإِن رَّجَعَكَ اللَّهُ إِلَىٰ طَائِفَةٍ مِّنْهُمْ فَاسْتَأْذَنُوكَ لِلْخُرُوجِ فَقُل لَّن
تَخْرُجُوا مَعِيَ أَبَدًا وَلَن تُقَاتِلُوا مَعِيَ عَدُوًّا ۖ إِنَّكُمْ رَضِيتُم بِالْقُعُودِ
أَوَّلَ مَرَّةٍ فَاقْعُدُوا مَعَ الْخَالِفِينَ

''હે નબી ! જો અલ્લાહતઆલા તમને જીવંત સલામત આ મુનાફિકોના કોઈ જૂથમાં પાછા લઈ જાય અને તેઓ હવે પછી કોઈ સમયે યુદ્ધમાં નીકળવાની પરવાનગી માગે તો તેમને કહેજો કે તમે મારા સાથે કદાપિ નહીં આવી શકો. તમે પહેલી વખત (યુદ્ધમાં મારા સાથે ચાલવાને બદલે) ઘરે બેસી રહેવાનું પસંદ કર્યું, તો અત્યારે પણ પાછળ રહી જનારાઓની સાથે જ બેસી રહો.'' (સૂરઃ તૌબા, આ.૮૩)

તેમનાથી અલગ રહેવામાં એટલી કડક સાવધાની રાખવી જોઈએ કે જો ક્યારેક તેમના તરફથી દેખીતી રીતે કોઈ સારું કામ થઈ રહ્યું હોય તો પણ તેમને સહયોગ ન આપવામાં આવે, અને જો તે 'સારા' કામની પાછળ કોઈ દુષ્ટતા ઝલકતી જોવા મળે ત્યારે તો આંખે દેખાતી તેની બાહ્ય ખૂબીઓ અને ચમક-દમક છતાં તેનો ખુલ્લં-ખુલ્લો સખત વિરોધ કરવો જોઈએ. વિચાર કરો કે મસ્જિદની પવિત્રતા મુસલમાનોની નજરમાં કેટલી છે; અને તેને બનાવવા અને આબાદ કરવાની કોશિશ કેટલી પ્રશંસિત, કૃતજ્ઞ, સ્તુત્ય અને ઉત્તમ ? પરંતુ જયારે શૈતાનના એજન્ટોએ આ પવિત્ર અને પ્રતિષ્ઠિત વસ્તુને પોતાનું સાધન બનાવવા ચાહ્યું, અને નેકી અને ઉપકારના મોટા-મોટા દાવાઓની સાથે મસ્જિદે-કુબાની તુલનામાં એક બીજી મસ્જિદ બનાવીને ઊભી કરી દીધી, તો અલ્લાહ-તઆલાએ હુઝૂરં અકરમ ﷺ ને સંબોધીને ફરમાવ્યું કે માટી અને પથ્થરની આ ઇમારતને, જેને આ મુનાફિકો મસ્જિદ કહે છે, નેકી અને સદાચારનું કેન્દ્ર ન સમજજો, આ કથિત મસ્જિદ તો બૂરાઈ અને દુષ્ટતાની પ્રતિમા છે, જેનો પાયો સત્ય પ્રત્યે નફરત અને વૈમનસ્યની ભાવના પર ઉઠાવવામાં આવ્યો છે, જેનું નિર્માણ અલ્લાહના અઝાબની જમીન પર થયું છે અને જેનું રૂખ બરાબર જહન્નમના દરવાજા તરફ છે -

اَفَمَنْ اَسَّسَ بُنْيَانَهٗ عَلٰى تَقْوٰى مِنَ اللّٰهِ.... اَمْ مَّنْ اَسَّسَ بُنْيَانَهٗ عَلٰى شَفَا جُرُفٍ هَارٍ فَانْهَارَ بِهٖ فِىْ نَارِ جَهَنَّمَ....

(પછી તમારો શું ખ્યાલ છે કે વધુ સારો માણસ એ છે જેણે પોતાની ઈમારતનો પાયો અલ્લાહના ડર અને તેની પ્રસન્નતાની પ્રાપ્તિ ઉપર રચ્યો હોય, કે એ માણસ જેણે પોતાની ઈમારત એક ખીણની જર્જરિત પોલી કાંગરી ઉપર ઊભી કરી, જે તેને લઈને સીધી જહન્નમની આગમાં જઈ પડી ? - સૂરઃ તૌબા, આ.૧૦૯)

તેથી મસ્જિદના નામે અને તેની પ્રતિષ્ઠા અને પવિત્રતાના ધોકામાં ન આવો. તમારો તેનાથી કોઈપણ પ્રકારનો સંબંધ ન હોવો જોઈએ, ત્યાં સુધી કે તેમાં તમારે કદી નમાઝ પણ ન પઢવી જોઈએ - لَا تَقُمْ فِيْهِ اَبَدًا (તમે કદાપિ એ ઘરમાં ઊભા ન રહેશો - સૂરઃ તૌબા, આ.૧૦૮)

આ સંબંધ-વિચ્છેદની અંતિમ હદ એ છે કે આવા મુનાફિકોની જનાઝાની નમાઝ પઢવા અને તેમના માટે મગફિરતની દુઆ માગવાની પણ નબી ﷺ ને મનાઈ કરી દેવામાં આવી.

وَلَا تُصَلِّ عَلٰٓى اَحَدٍ مِّنْهُمْ مَّاتَ اَبَدًا وَّلَا تَقُمْ عَلٰى قَبْرِهٖ

''અને આ મુનાફિકોમાંથી જો કોઈ મૃત્યુ પામે તો કદી પણ તેની જનાઝાની નમાઝ ન પઢજો અને ન તેની કબર પર (મગફિરતની દુઆ કરવા માટે) ઊભા રહેજો.''

(સૂરઃ તૌબા, આ.૮૪)

આ આયતના અવતરિત થયા પહેલાં હુઝૂર અકરમ ﷺ મુનાફિકોની જનાઝાની નમાજ પઢતા હતા. તેથી અબ્દુલ્લાહ ઇબ્ને ઉબ્બી જેવા મુનાફિકની પણ નમાઝ આપ ﷺ એ પઢી હતી. આ જ પ્રસંગે આ હુકમ આવ્યો અને તેના આવ્યા પછી આપ ﷺ એ કોઈ મુનાફિકની નમાઝ પઢી નથી.

અહીં સુધી જે આદેશોનું વર્ણન કરવામાં આવ્યું છે, તેનું સ્વરૂપ નકારાત્મક પ્રકારનું હતું, અને આ આદેશો બધાં જ વર્ગોના, અર્થાત્ તમામ મુનાફિકો ઉપર લાગૂ થશે, જે ઈસ્લામ અને કુફ્ર બંનેની હકીકત જાણ્યા પછી કુફ્ર પર શ્રદ્ધા અને તેનું અનુસરણ અપનાવે અને છૂપી રીતે કે જાહેરમાં ઈસ્લામના મુકાબલામાં કુફ્રને મજબૂત કરે, અને

આવું કરવા છતાં પોતાને મુસલમાન જાહેર કરતા રહે, ચાહે તેમના નિફાકનો અસલી પ્રેરક ગમે તે કેમ ન હોય. રહ્યો પ્રશ્ન હકારાત્મક આદેશોનો, અર્થાત્ એ વાત કે તેમનાથી જુદા રહેવા અને તેમને પોતાના જૂથમાંથી તદ્દન કાઢી મૂક્યા પછી તેમના સાથે વિધેયાત્મક વર્તન કેવું અપનાવવામાં આવશે ? તો કુર્આનના આદેશોથી જાણ થાય છે કે આ સંદર્ભમાં આ વર્ગના મુનાફિકોમાં ભેદ કરવામાં આવશે; જો કે પોતાના અંદરની નીચતા અને દુષ્ટતા, પોતાના છૂપાં કુફ્ર અને પોતાની ઇસ્લામ-દુશ્મનીને ધ્યાનમાં રાખતાં તો આ બધાં એક જ જૂથના લોકો છે. પરંતુ જે રીતે તમામ કાફિરો પોતાની અનેકેશ્વરવાદી માન્યતાઓ અને કાફિરો જેવું આચરણને જોતાં એક સમુદાય હોવા છતાં બે જુદી-જુદી હેસિયતો ધરાવે છે. કેટલાક તો ખુલ્લા દુશ્મન (યુદ્ધ કરનારાઓ - મુહારિબ, Warrior and Combatant ) છે અને તેમનાથી કોઈપણ પ્રકારનો સંપર્ક કે સંબંધ અનુચિત છે, અને કેટલાક આવા નથી હોતા, બલ્કે તેમનાથી સામાન્ય સામાજિક-સામૂહિક સંબંધો રાખવા અને સદ્‌વર્તનની પરવાનગી છે. આ જ પ્રમાણે આ વર્ગના મુનાફિકોમાં પણ દરજ્જાઓનો ફરક છે.

એક તો તે મુનાફિકો છે, જેઓ ઇસ્લામ-દુશ્મનીમાં હદ વટાવી ગયેલા હોય. તેમની બધી જ કાર્યવાહીઓ અને દોડધૂપ ઇસ્લામને નેસ્તનાબૂદ કરવા માટે સમર્પિત હોય અને તેઓ કુફ્ર અને કાફિરોની ખુલ્લં-ખુલ્લા કે છૂપી રીતે વફાદારીપૂર્વક સેવા કરતા હોય.

તેમના વિશે શરૂમાં અલ્લાહત્આલાએ કેવળ આ ચેતવણી ઉતારી હતી કે :

لَئِنْ لَّمْ يَنْتَهِ الْمُنٰفِقُوْنَ وَالَّذِيْنَ فِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ وَّالْمُرْجِفُوْنَ فِي الْمَدِيْنَةِ
لَنُغْرِيَنَّكَ بِهِمْ ثُمَّ لَا يُجَاوِرُوْنَكَ فِيْهَآ اِلَّا قَلِيْلًا ۛ مَّلْعُوْنِيْنَ ۚۛ اَيْنَمَا ثُقِفُوْٓا
اُخِذُوْا وَقُتِّلُوْا تَقْتِيْلًا ۝

''જો આ મુનાફિકો અને તે લોકો જેમનાં હૃદયોમાં રોગ છે, અને મદીનામાં જૂઠી અફવાઓ ફેલાવનારાઓ, પોતાના કરતૂકોથી રોકાશે નહીં, તો હે પયગંબર ! અમે તમને તેમના વિરુદ્ધ કાર્યવાહી કરવા એક દિવસ ઊભા કરીશું, પછી તેઓ મદીનાના અંદર તમારા પાડોશમાં થોડા દિવસથી વધારે રોકાઈ શકશે નહીં. દરેક બાજુથી તેમના પર ફિટકાર પડતી રહેશે અને જ્યાં પણ મળશે, તેમને પકડીને ખૂબ જ ખરાબ રીતે કતલ કરી નાખવામાં આવશે.'' (સૂરઃ અહઝાબ, આ.૬૦-૬૧)

અમુક સમય વિત્યા પછી આ પ્રકારની ચેતવણી અને હદો આ અંતિમ હુકમના સ્વરૂપે લાગૂ કરી દેવામાં આવી :

فَإِن لَّمْ يَعْتَزِلُوكُمْ وَيُلْقُوا إِلَيْكُمُ السَّلَمَ وَيَكُفُّوا أَيْدِيَهُمْ فَخُذُوهُمْ وَاقْتُلُوهُمْ
حَيْثُ ثَقِفْتُمُوهُمْ ۚ وَأُولَٰئِكُمْ جَعَلْنَا لَكُمْ عَلَيْهِمْ سُلْطَانًا مُّبِينًا

''જો આ ઉપદ્રવકારી મુનાફિકો તમારાથી દૂર ન રહે, ન તમને સંધિ અને શાંતિનો સંદેશો મોકલે અને ન તો પોતાના હાથને રોકે, તો તેમને પકડો અને કતલ કરો જયાં પણ મળે, અને (મુનાફિકોમાંથી) આ જ તે જૂથ છે જેના વિરુદ્ધ અમે તમને ખુલ્લી છૂટ આપી દીધી છે.'' (સૂરઃ નિસા, આ.૯૧)

બીજી જગ્યાએ ફરમાવ્યું :

يَا أَيُّهَا النَّبِيُّ جَاهِدِ الْكُفَّارَ وَالْمُنَافِقِينَ وَاغْلُظْ عَلَيْهِمْ

''હે નબી ! કાફિરો અને મુનાફિકોથી જિહાદ કરો અને તેમના સાથે કડક રીતે કામ લો.'' (સૂરઃ તૌબા, આ.૭૩)

તાત્પર્ય એ છે કે આ પ્રકારના મુનાફિકો મુહારિબ (Warrior and Combatant - યુદ્ધ કરનારા કે તેમાં ભાગ લેનારાઓ) છે અને તેમના સાથે એવું વલણ અપનાવવામાં આવશે, જેવું યુદ્ધમાં સામેલ કાફિરોની સાથે અપનાવવામાં આવે છે.

બીજા તે મુનાફિકો છે, જેઓ આમ તો ઇસ્લામના ન તો શ્રદ્ધાવાન હોય, ન શુભચિંતક; પરંતુ તેમનાથી તેમનો વિરોધ વ્યવહારૂ રૂપે એ રીતે જાહેર ન થતો હોય, જેવી રીતે પ્રથમ જૂથનો જાહેર થતો હોય છે, અને ન તો તેઓ ઇસ્લામના દુશ્મનોની સહાયતા કરતા હોય. તેમના મામલામાં આમ તો બહિષ્કાર અને અસહયોગ અને મિત્રતા ન રાખવાના એ તમામ આદેશો પર અમલ કરવામાં આવશે, જેનો અગાઉ ઉલ્લેખ કરવામાં આવ્યો છે; પરંતુ તેમને 'મુહારિબ' સમજવામાં નહીં આવે, ન તેમના વિરુદ્ધ જિહાદ કરવામાં આવશે, જેમ કે ઉપરોલ્લેખિત આયતની વર્ણન-શૈલીથી ફલિત થાય છે. કેમ કે મુનાફિકોના વિરુદ્ધ તલવાર ઉઠાવવાનો હુકમ આપતાં એક શરત મૂકવામાં આવી છે અને તે એ છે કે لَّئِن لَّمْ يَنتَهِ (જો આ મુનાફિકો પોતાના કરતૂકોથી રોકાયા નહીં) અને એ કે فَإِن لَّمْ يَعْتَزِلُوكُمْ وَيُلْقُوا إِلَيْكُمُ السَّلَمَ وَيَكُفُّوا أَيْدِيَهُمْ (જો આ તમારો વિરોધ ન છોડે અને તમારાથી સંધિ અને શાંતિના ઇચ્છુક ન હોય અને તમારા વિરુદ્ધ પોતાના હાથને ન રોકે - સૂરઃ નિસા, આ.૯૧), જેનાથી ખ્યાલ આવે છે કે તેમના વિરુદ્ધ યુદ્ધની

નીતિ એ જ વખતે અપનાવવામાં આવશે, જ્યારે તેઓ સ્વયં ઈસ્લામનો વ્યવહારમાં વિરોધ કરે. તદુપરાંત, એક આયતમાં આ જ પ્રકારના મુનાફિકો વિશે નિશ્ચિત રૂપે ફરમાવવામાં આવ્યું છે કે :

أُولَٰئِكَ الَّذِينَ يَعْلَمُ اللَّهُ مَا فِي قُلُوبِهِمْ فَأَعْرِضْ عَنْهُمْ وَعِظْهُمْ وَقُلْ
لَهُمْ فِي أَنْفُسِهِمْ قَوْلًا بَلِيغًا

''આ તે લોકો છે, જેમનાં દિલોના રહસ્યો અલ્લાહ ખૂબ સારી રીતે જાણે છે. બસ, હે પયગંબર ! તેમના મોઢે ન લાગશો, તેમને (તેમના અંજામથી ડરાવીને) ઉપદેશ આપો અને દિલમાં ઊતરી જાય એ રીતે સમજાવો.'' (સૂરઃ નિસા, આ.૬૩)

આ આયતથી બંને જૂથોમાં રહેલો ફરક વધારે સ્પષ્ટ થઈ જાય છે. આ બતાવે છે કે ઈસ્લામની અદાલતમાં કોઈ કાર્યવાહી ન કરતા મુનાફિકોની માત્ર અવગણના જ નહીં કરવામાં આવે, બલ્કે તેમને ઉપદેશ પણ આપવામાં આવશે; કેમ કે વાસ્તવમાં ઈસ્લામ એક ભલાઈનું આમંત્રણ છે, યુદ્ધ અને લડાઈનો સંદેશ નથી. તેથી સંભવિત કોશિશની અંતિમ હદ સુધી જવાનો આદેશ કરે છે. બસ, જે રહમતે દો-આલમ (બંને લોક માટે કૃપા) ﷺ એ પથ્થરોના વરસાદ અને તલવારોની છાયામાં પણ પોતાની આવાહકની હેસિયતને ક્યારેય પણ ભૂલ્યા નહોતા, તેમણે આ મુનાફિકોને સચ્ચાઈ અને નિષ્ઠાની તરફ અવિરત બોલાવતા જ રહેવું જોઈતું હતું, ત્યાં સુધી કે સંભવિત સફળતાની અંતિમ આશા તૂટી ન જાય, જેમ કે પ્રથમ જૂથની સ્થિતિ હોય છે. પરંતુ આ શિખામણની વાતોથી અને તેમના નિફાકથી આંખમિચામણા કરી લેવાનો જે આદેશ આપવામાં આવ્યો છે તેનો અર્થ એ નથી કે આ લોકો هُمُ الْعَدُوُّ فَاحْذَرْهُمْ ની હદોથી બહાર છે કે لَا تُطِعِ الْكَافِرِينَ وَالْمُنَافِقِينَ ના આદેશથી મુક્ત છે અથવા لَا تَتَّخِذُوا مِنْهُمْ وَلِيًّا وَلَا نَصِيرًا ની ચેતવણીથી પર છે. તેઓ છે તો છેવટે પ્રથમ વર્ગની શાખા જ, તેથી સામાજિક બહિષ્કારના આદેશો અને સૂચનાઓના સંદર્ભમાં તો તેમને નફરત અને વૈમનસ્ય ફેલાવવામાં સક્રિય મુનાફિકોની સાથે જ રાખવામાં આવશે. ફરક માત્ર એટલો છે કે فَخُذُوهُمْ وَاقْتُلُوهُمْ ની માર તેમના પર પડતી નથી તથા વિચાર-વિનિમય અને વાતચીતનો દરવાજો પણ તેમના માટે ખુલ્લો રાખવામાં આવ્યો છે. શેષ તમામ હેસિયતથી સામાન્ય મુસલમાનોએ આ પ્રકારના મુનાફિકોની સાથે સંપર્કો-સંબંધોથી દૂર રહેવાની તે જ નીતિ પર અમલ કરવો જોઈએ, જેનું સ્પષ્ટીકરણ ઉપર કરવામાં આવ્યું છે. જો મુસલમાનો આવું નહીં કરે, તો અલ્લાહની રીત અનુસાર દંભ (નિફાક), અંતઃજ્ઞાનથી

વંચિતતા અને નફ્ફટાઈનો કાટ ધીમે-ધીમે તેમના અંતરાત્માના દર્પણ પર પણ ચઢવા લાગશે, અને એક સમય એવો આવશે કે ઈમાનનો સમગ્ર પ્રકાશ તેના નીચે છૂપાઈને રહી જશે.

★ (૨) બીજા વર્ગ (અમલી મુનાફિકો) વિશે, આમ તો કુર્આને વધારે વિગતો આપી નથી, તેમ છતાં એક પાયાનો સિદ્ધાંત એમાં એવો દર્શાવી દીધો છે, જે આવશ્યક વિગતોના સંદર્ભમાં દિશાસૂચન માટે પૂરતો છે. જે લોકો ઈમાનનો દાવો તો કરે છે, પરંતુ જયારે હિજરતનો પ્રસંગ આવ્યો તો તેઓ આ કુરબાનીના રસ્તામાં પાછળ રહી ગયા, તેમના વિશે કુર્આન કહે છે કે :

وَالَّذِينَ آمَنُوا وَلَمْ يُهَاجِرُوا مَا لَكُم مِّن وَلَايَتِهِم مِّن شَيْءٍ
حَتَّىٰ يُهَاجِرُوا ۚ وَإِنِ اسْتَنصَرُوكُمْ فِي الدِّينِ فَعَلَيْكُمُ النَّصْرُ إِلَّا
عَلَىٰ قَوْمٍ بَيْنَكُمْ وَبَيْنَهُم مِّيثَاقٌ

''જે લોકો ઈમાન તો લાવ્યા, પરંતુ તેમણે હિજરત ન કરી તેમની વિલાયત (સંરક્ષણ)ના સંદર્ભે તમારો કોઈ સંબંધ નથી, જયાં સુધી તેઓ પણ તમારી જેમ હિજરત ન કરી લે. અલબત્ત, જો દીનના મામલામાં તેઓ તમારાથી મદદની માગણી કરે, તો તમારા પર તેમની મદદ કરવી અનિવાર્ય છે, શરત એ છે કે મદદ કોઈ એવી કોમના વિરુદ્ધ ન હોય, જેનાથી તમારો કોઈ કરાર થઈ ચૂક્યો હોય.'' (સૂરઃ અન્ફાલ, આ.૭૨)

કુર્આનના આ ઈરશાદમાં તેમની હેસિયત તદ્દન ખુલ્લી કરી દેવામાં આવી છે, અર્થાત્ એ કે 'હિઝબુલ્લાહ' (મિલ્લતે ઈસ્લામી)ના કાયદેસરના સભ્ય તેઓ પણ થઈ શકતા નથી; એ જ રીતે જેવી રીતે અનુભવી મુનાફિકો નથી બની શકતા. ઉપરાંત, સામાન્ય મુસલમાનોમાં અને તેમનામાં 'પરસ્પર મૈત્રી અને સહયોગ'ના સંબંધો પણ નથી, જેવાં પ્રથમ જૂથના લોકો સાથે તેમનાં કોઈ 'પરસ્પર મૈત્રી અને સહયોગના સંબંધો' નથી. પરંતુ આ શબ્દોની સમાનતાના ભાવાર્થમાં પણ ફરકની ઝલક જોવા મળે છે અને આયતના વિભિન્ન ટુકડાઓ સ્પષ્ટ દર્શાવી રહ્યા છે કે આ મૈત્રી અને સહયોગમાં સંબંધ ન હોવામાં અને આ સંબંધ તોડવામાં જે પ્રથમ વર્ગના મુનાફિકો વિશે આદેશ કરવામાં આવ્યો છે, તેમાં ખૂબ મોટો તફાવત છે. એ સાચું છે કે તેઓ પણ કાયદેસર રીતે ઈસ્લામી પાર્ટીમાં સામેલ નહીં સમજી શકાય, બરાબર એવી જ રીતે જેમ કે પ્રથમ વર્ગના મુનાફિકોને મિલ્લતના સભ્યો સમજી શકાશે નહીં. તેમ છતાં તેમની જેમ કાનૂની રીતે કાફિરોના સમુદાયમાં સમજવામાં નહીં આવે, ન તેમના પર સખ્તાઈ કરવામાં

આવશે, ન તેમનાથી યુદ્ધ કરવામાં આવશે, ન તેમને કતલ કરવામાં આવશે, ન તેમની ધરપકડ કરવામાં આવશે; બલ્કે જો તેઓ તે કાફિરો વિરુદ્ધ, જેમના ઘેરામાં તેઓ ફસાઈ ગયા હોય, મદદ માગે અને આ મદદ દ્વારા કુફ્રના ઘેરામાંથી પોતાને મુક્ત કરાવવા અને સાચી ઈસ્લામી જિંદગી વિતાવવા માટે સ્વતંત્ર માહોલ ઊભો કરવા માગતા હોય, તો ઈસ્લામી પાર્ટી પર તેમની સહાયતા કરવી અનિવાર્ય છે, શરત એટલી છે કે કાફિરોની તે કોમ, જેના વિરુદ્ધ આ કમજોર ઈમાનવાળા મદદ માગી રહ્યા હોય, તેમની મિલ્લતે ઈસ્લામિયા સાથે અગાઉથી કોઈ સંધિ ન હોય.

એ જ રીતે સામાન્ય માનવીય વ્યવહાર અને સામાજિક સદ્‌વર્તનના સંદર્ભમાં આ લોકો ખૂબ જ કાળજી અને હમદર્દીના અધિકારી છે, અને મુસલમાનોની નૈતિક ફરજ છે કે તેઓ આ વિવશ અને લાચાર અને અલ્પોત્સાહ માણસોને, જેઓ ઈમાનમાં ધીરજની કસોટી કરે તેવી ખીણોમાં થાકીને બેસી ગયા હોય, યથાસંભવ સહારો આપે, તેમને ઈમાનના તકાદાઓથી વારંવાર સચેત કરે. ઉપદેશ અને શિખામણ દ્વારા તેમને તેમના જીવનનું વાસ્તવિક મિશન અને માનવતા પ્રત્યે કર્તવ્ય-બંધન યાદ દેવડાવે, ઈમાનની કમજોરીના દુનિયા અને આખિરતના નુકસાનથી ડરાવે. આ જ કાર્ય-પદ્ધતિ કુર્આન-હકીમે તેમના સંદર્ભમાં અપનાવી હતી. તેમાં ક્યારેય પણ તેમનાથી લડવા-ઝઘડવા કે તેમને કતલ કરવા કે પછી તેમનાથી સંબંધો તદ્દન કાપી નાખવાનું સૂચન નથી કર્યું; બલ્કે જ્યારે પણ તેણે તેમને સંબોધ્યા, દરેક વખતે તેમને આખિરતના અઝાબની ભયાનકતા યાદ દેવડાવીને સચેત કર્યા કે આ હાલતમાંથી, જે નિફાકની હાલત છે, નીકળો અને સંપૂર્ણપણે અલ્લાહની મરજી અને ખુશી પર રાજી રહેવાનો અને તેને સ્વીકારવાનો ઢંગ અપનાવો, નહિં તો દોઝખની કઠિનાઈઓ સહન કરવા માટે તૈયાર રહો. તેથી એ જ આયત, જેમાં મક્કાથી હિજરત ન કરનારા કમજોર ઈમાનવાળાઓનો ઉલ્લેખ છે, તેમાં તેમના અંજામ વિશે કુર્આને કેવળ એટલું જ કહીને મૌન ધારણ કરી લીધું છે કે فَأُولَٰئِكَ مَأْوَاهُمْ جَهَنَّمُ (આ તે લોકો છે, જેમનું ઠેકાણું જહન્નમ છે), તેનાથી આગળ તેણે કંઈપણ નથી કહ્યું. પરંતુ આ જ જગ્યાએ એ'તેકાદી મુનાફિકો (ઈમાનમાં દંભ રાખનારાઓ)નો ઉલ્લેખ હોત તો માત્ર આ જ ધમકી પર સંતોષ કરી લેવામાં ન આવતો, બલ્કે મુસલમાનોને હુકમ આપવામાં આવતો કે فَخُذُوهُمْ وَاقْتُلُوهُمْ (આવા લોકોને પકડો અને કતલ કરો) અને جَاهِدِ الْكُفَّارَ وَالْمُنَافِقِينَ وَاغْلُظْ عَلَيْهِمْ (કાફિરો અને મુનાફિકોથી જિહાદ કરો અને તેમના પર સખ્તાઈ કરો).

અને આ જે તેમને વારંવાર કયામતના અઝાબથી ડરાવવામાં આવી રહ્યા

હતા, તો તેના પાછળની વિવેકદર્શિતા એ હતી કે જેમના હૃદયોમાં ઈમાનનો પ્રકાશ હોય, તે કુફ્રના અંધકારમાંથી પૂરેપૂરા બહાર નીકળી આવે અને સંપૂર્ણપણે મુસ્લિમ બની જાય; અને ઈમાનમાં જે બુનિયાદી ખામી રહી ગઈ છે, આખિરતની ભયાનક કલ્પનાથી તે દૂર થઈ જાય. આ જ સુધારણા અને પ્રચારની કાર્ય-પદ્ધતિ આજે પણ સાચા મુસલમાનોએ અપનાવવી જોઈએ. અલબત્ત, સાવધાની રહે કે مَا هُمْ مِّنْكُمْ وَلَا مِنْهُمْ ના તકાદાઓ આંખોથી ઓઝલ ન થવા જોઈએ, જેમાં અમાપ તત્ત્વદર્શિતા અને વિવેકશીલતા સમાયેલ છે. દરેક પ્રકારની હમદર્દી અને અનુકંપા, આ લોકો તેના અધિકારી કદાપિ નથી કે તેમને હિઝબુલ્લાહ (અલ્લાહની પાર્ટી)ના સભ્યો સમજવામાં આવે અને તેમને એ જ સામુદાયિક અને રાજકીય અધિકારો આપવામાં આવે, જે સાચા મુસલમાનોનો હક્ક છે; ના, ન તો ઉમ્મતના સામુદાયિક અધિકારોથી આ લોકો લાભાન્વિત થઈ શકે છે, ન તેમને મિલ્લતના સંગઠન અને અનુશાસનમાં કોઈપણ પ્રકારે ભાગીદાર બનાવી શકાય છે, અને ન તો સામુદાયિક રહસ્યો અને હિતો વિશે તેમના પર વિશ્વાસ કરી શકાય છે, અને તેમનામાંથી કોઈને મિલ્લતના સુકાની બનાવવાની તો ત્યાં સુધી કલ્પના કરી શકાતી નથી, જ્યાં સુધી મિલ્લતના મૃત્યુના દસ્તાવેજ પર હસ્તાક્ષર ન કરી લેવામાં આવે.

# આજના યુગમાં અકીદા અને અમલમાં નિફાક

નિફાક વિશે આ તમામ ચર્ચા કાં તો સૈદ્ધાંતિક હેસિયત ધરાવે છે, કે પછી એક એવી વિતી ગયેલી વાર્તા જે તેરસો-સાડા તેરસો વર્ષ જૂની છે. પરંતુ પ્રશ્ન એ છે કે તેનો આપણાં જીવનથી પ્રત્યક્ષ શું સંબંધ છે ? બીજા શબ્દોમાં કહીએ તો શું નબવી કાળ પછી પણ વ્યવહારૂ રૂપે નિફાક જોવા મળી શકે છે, જેને લઈને આ તમામ સૈદ્ધાંતિક ચર્ચાઓ અને અગાઉ થઈ ગયેલ ચર્ચાઓને આપણે નજરમાં રાખવાની આવશ્યકતા હોય ? આ એક મહત્ત્વનો પ્રશ્ન છે; કેમ કે જો આનો જવાબ હકારમાં છે, ત્યારે તો આ તમામ ચર્ચાઓ આપણા માટે લાભદાયી અને આવશ્યક છે, નહિં તો બીજા સ્વરૂપે તેની હેસિયત કેવળ એક ઐતિહાસિક અને વ્યવહારૂ ચર્ચાથી વધારે કંઈ નથી, જેને વાંચીને આપણે એ તો જાણી શકીએ છીએ કે નબવી કાળમાં કાફિર અને મુસ્લિમ ઉપરાંત એક વિચિત્ર ત્રીજો પ્રકાર પણ માણસોનો અસ્તિત્વ ધરાવતો હતો, જેનું નામ 'મુનાફિક' હતું; અને તેના આંતરિક ચહેરાના રૂપ-રંગ આ હતા, પરંતુ આપણા વ્યવહારૂ જીવનને આ ચર્ચાથી કોઈ ફાયદો પહોંચી શકતો નથી. તેથી આ પ્રશ્નનું મહત્ત્વ મામૂલી નહીં, બલ્કે વાસ્તવમાં આ પ્રશ્ન અને તેનો જવાબ અમારી આ સમગ્ર ચર્ચાનો સાર છે, તેથી ખૂબ જ જરૂરી છે કે તેના પર સારી રીતે વિચાર કરી લેવામાં આવે.

આ પ્રશ્નના ત્રણ ઉત્તરો હોઈ શકે છે :

૧. નબવી કાળ પછી કોઈપણ પ્રકારના નિફાકનું અસ્તિત્વ સંભવ નથી.
૨. અમલમાં કે વ્યવહારમાં તો નિફાક જોવા મળી શકે છે, પણ અકીદામાં નહીં.
૩. બંને પ્રકારના નિફાકનું અસ્તિત્વ હોઈ શકે છે.

પ્રથમ જવાબ એટલો અનુચિત છે કે આજ પર્યંત કોઈપણ તેને માનવા તૈયાર નથી.

બીજા જવાબને એક મોટી સંખ્યા સ્વીકારે છે. પરંતુ વાસ્તવમાં તેમની તે ગેરસમજનું પરિણામ છે, જે નિફાકના પ્રેરકોની સમીક્ષાના કારણે તેમનામાં ઊભી થઈ. તેમનું કહેવું એ છે કે લોકો અકીદાના નિફાકના ફરેબનો અંગરખો ત્યારે જ પહેરતા

હતા, જ્યારે ઇસ્લામ એક સત્તાધારી શક્તિ પણ હતો અને તેના શાસનની હદોમાં બિમુસ્લિમ હોવાનો અર્થ કાં તો એ હતો કે માણસ જિઝયા આપનાર જિમ્મી બનીને રહે, કે પછી એ કે તે પોતાના જીવવાના અધિકારથી વંચિત થઈ જાય. પરંતુ જ્યારથી ઇસ્લામની આ પોઝીશન વ્યવહારૂ રીતે બદલાઈ ગઈ છે, બિનમુસ્લિમોની આ 'મજબૂરી' સમાપ્ત થઈ ગઈ છે. તેથી હવે એ'તેકાદી નિફાકનું કોઈ વાસ્તવિક કારણ રહ્યું જ નથી કે લોકો આમાં ગ્રસ્ત થાય. જો એ વાત સાચી હોત કે એ'તેકાદી નિફાકનું આ એક કારણ અને પ્રેરક હોઈ શકે છે તો આ મતને સાચો માની શકાતો હતો, પરંતુ જ્યારે હકીકતની ગવાહી તેનાથી વિપરીત છે અને તેના કારણો અને પ્રેરકો અનેક છે, જેમ કે શરૂઆતમાં અમે વિગતવાર બતાવી ચૂક્યા છીએ, તો માત્ર એક કારણના સમાપ્ત થઈ જવાથી એવું કેવી રીતે કહી શકાય છે કે હવે અકીદાના નિફાકની સંભાવના જ રહી નથી. શૈતાનના અનેકાનેક હાથોમાંથી એક હાથ તૂટી પણ ગયો, તો કોણ સમજદાર માણસ તેને એ વખતે અપંગ માની કરી લેશે ? આ હકીકતને નજર સમક્ષ રાખીને એ તો જરૂર કહી શકાય છે કે એ'તેકાદી મુનાફિકોનો કોઈ એક ખાસ પ્રકાર ઇસ્લામના આ પરાધીન તબક્કામાં જોવા મળતો નથી, પરંતુ એવું કદાપિ નથી કહી શકાતું કે હવે મૂળથી તેનો પાક જ ઊગવાનો બંધ થઈ ગયો છે.

ટૂંકમાં, ત્રીજો જવાબ જ ઉપરોક્ત પ્રશ્નનો સાચો જવાબ છે, અર્થાત્ ઉમ્મત જેવી રીતે નબવી કાળમાં એ'તેકાદી અને અમલી મુનાફિકોથી સુરક્ષિત અને શાંતિમાં નહોતી, તેવી જ રીતે આજે પણ નથી. તે જોતાં હઝરત શાહ વલીઉલ્લાહ રહ. નિફાકની હકીકત અને તેના પ્રકારોનું વર્ણન કરીને પછી, જે અમે બીજા પ્રકરણમાં દર્શાવી ચૂક્યા છીએ, કહે છે :

نفاق اول بعد آں بعد حضرت ﷺ نتواں دانست کہ از قبل علم غیب است و بر مرکوز
قلب اطلاع نتواں یافت ۔ ونفاق ثانی کثیر الوقوع لاسیما در زمان ما ۔ واشارہ بہمیں نفاق است آنچہ
در حدیث آمد "ثلاث من کن فیہ کان منا فقا خالصا اذا حدث کذب و اذا و عدا خلف
و اذا خاصم فجر و ھم المنافق بطنہ وَھُمُّ الْمُوْ مِنْ فَرَسَہ' اِلی غَیر ذَالکَ مِن الاَحَادِیْثِ.

અર્થાત્ : નિફાકના પ્રથમ પ્રકારના, નુબૂવ્વત પછીના કાળની જાણકારી મળી શકતી નથી; કેમ કે તેનો સંબંધ ગૈબ (પરોક્ષ)થી છે, અને દિલોના રહસ્યથી માહિતગાર થવું સંભવ નથી. પરંતુ બીજા પ્રકારનો નિફાક દરેક જમાનામાં વ્યાપક પ્રમાણમાં જોવા મળ્યો છે. વિશેષતઃ આપણા જમાનામાં (તેની સક્રિયતા કંઈ છૂપાયેલ વસ્તુ નથી) અને આ જ નિફાક તરફ ઇશારો છે આ હદીસમાં, જેમાં ફરમાવવામાં આવ્યું છે કે - ''ત્રણ

વાતો જે માણસમાં જોવા મળે, તે કટ્ટર કે પાકો મુનાફિક હશે; વાતચીતમાં જૂઠ બોલે, વચન આપીને તેનું પાલન ન કરે, ઝઘડો કે તકરારમાં ગાળાગાળી પર ઊતરી આવે. મુનાફિકની નજર પોતાના પેટ પર કેન્દ્રિત હોય છે અને મોમિનની નજર પોતાના જિહાદના ઘોડા પર.'' આ પ્રકારની બીજી ઘણી હદીસો છે.

خدائے تعالیٰ اعمال واخلاق ایشاں رادر قرآن مجید آشکارا ساخت واز احوال ایں گروہ چیزے بسیار بیان فرمود۔ تاہمہ امت ازاں احتراز نمایند و اگر خواہی از منافقان نمونہ بنی رودر مجلس امراء ومصاحب ایشاں را ببیں کہ مرضی ایشاں را بر مرضی شیکہ ترجیح می دہند، درانصاف ہیچ فرق نیست درمیان آنانکہ کلام محمد ﷺ بے واسطہ شنیدہ نفاق دورزیدند و درمیان آنانکہ الحال پیدا شدہ اند و بطریق یقین حکم شارع معلوم کردہ اند۔ بعد ازاں بر ایثار خلاف ایں اقدام می نمایند و علی ہذا القیاس جماعۃ از معقولیان کہ شکوک وشبہات بسیار بخاطر دارند و معاد را نسیامنسیا ساختہ اند نمونہ آں گروہ اند۔

અલ્લાહતઆલાએ કુર્આન-મજીદમાં તે મુનાફિકોનાં આચરણ અને ચરિત્રને સંપૂર્ણપણે ખોલી નાખ્યું અને બંને પ્રકારનાં મુનાફિકોના કાર્યો વારંવાર વર્ણવ્યા છે, જેથી ઉમ્મતે મુસ્લિમા આ પ્રકારની વાતોથી સુરક્ષિત રહે. જો તમે મુનાફિકોનું દૃષ્ટાંત જોવા ઇચ્છતા હોવ તો અમીરોની સભાઓમાં જાઓ અને જઈને તેમના તે સાહેબોને જુઓ, જેઓ પોતાની મરજીને શરીઅત બનાવનારની મરજી પર પ્રાથમિકતા આપે છે. ન્યાયની રીતે જોઈએ તો કોઈ ફરક નથી તે લોકોમાં જેમણે પ્રત્યક્ષ રૂપે રસૂલુલ્લાહ ﷺ થી આપનો પૈગામ સાંભળીને નિફાક અપનાવ્યો અને તે લોકોમાં જેઓ આજકાલ તે રોગના રોગી છે અને જેમના સુધી નિશ્ચિત માધ્યમોથી શરીઅત બનાવનારના આદેશો પહોંચી ચૂક્યા છે, તેમ છતાં તેના વિરુદ્ધ કદમ ઉઠાવવાની હિંમત બતાવી રહ્યા છે. એ જ રીતે દાર્શનિકોનું તે જૂથ પણ જેમનું મન શંકા-કુશંકાઓનું લક્ષ્ય-સ્થાન બની ગયું છે અને જેમણે આખિરતની ચિંતાને વિસ્મૃતિના ગોખલામાં મૂકી દીધી છે. આ જ જૂથ મુનાફિકોનો નમૂનો છે.

بالجملہ چوں قرآن بخوانی گماں مکن کہ مخاصمہ با قومے بود کہ بودند و در گزشتہ بلکہ بحکم حدیث لتتبعن سنن من قبلکم ہیچ بلائے نبود۔ مگر امروز نمونہ آں موجود است پس مقصود اصلی بیان کلیات آں مقاصد است نہ خصوصیات آں حکایات۔ (الفوز الکبیر ص ۱۱۔۲۱)

સારં એ છે કે જયારે તમે કુર્આન પઢો તો એ અનુમાન ન કરો કે તેની ચર્ચા કેવળ એવા લોકોથી સંબંધિત છે, જેઓ અગાઉ (કુર્આન અવતરિત થઈ રહ્યું હતું તે વખત)ના હતા અને હવે વિતી ગયા છે; બલ્કે (વિશ્વાસ રાખો કે) નાફરમાની અને અજ્ઞાનતાની કોઈ મુસીબત એવી નથી જે પહેલાંના લોકોમાં મોજૂદ રહી હોય અને આજે જોવા ન મળતી હોય. જેમ કે હદીસમાં આવે છે કે ''તમે તમારા અગાઉના લોકોના પદ્દચિહ્નો પર ચાલીને રહેશો.'' બસ, કુર્આનનો વાસ્તવિક હેતુ આ ચર્ચા અને વિવાદ અને આલોચનાથી તે હકીકતોની સૈદ્ધાંતિક સમજૂતી છે, ન કે તે ચોક્કસ ઘટનાઓની વિશેષતાઓનું વર્ણન.

યાદ રહે કે કોઈ વાતનું 'જ્ઞાન ન હોવું' એ એક વાત છે અને 'અસ્તિત્વ ન હોવું' બીજી વાત. તેથી જો હઝરત શાહ સાહેબ એવું કહે છે કે પ્રથમ પ્રકારના નિફાક (અર્થાત્ અકીદાનો નિફાક)ની જાણકારી નબવી કાળ પછી મળી શકતી નથી, તો તેનાથી તેમનો આશય એ નથી કે હવે આવો નિફાક મૂળથી અસ્તિત્વમાં આવી શકતો જ નથી; તેનાથી વિપરીત આ તો એ હકીકતનું એલાન અને સ્વીકાર છે કે આ નિફાક જોવા તો મળી શકે છે અને જોવા મળતો હશે, પણ અમોને-તમોને એવા વ્યક્તિઓની વિશ્વસનીય જાણકારી મળી શકતી નથી, કેમ કે તેનો સંબંધ બધી રીતે નિયત અને ઇરાદાથી છે અને નિયતોની સ્થિતિ અલ્લાહ સિવાય કોઈને ખબર નથી.

**વર્તમાન યુગમાં નિફાકનું અસ્તિત્વ :**

જયારે સૈદ્ધાંતિક રીતે એ વાત નિશ્ચિત છે કે નિફાક કંઈ ઇસ્લામના આરંભ વખતની જ બીમારી નહોતી, બલ્કે તે દરેક યુગમાં જોવા મળી શકે છે, તો ચોક્કસપણે તેની સંભાવનાથી આપણો જમાનો પણ સુરક્ષિત રહી શકતો નથી. પછી શું આપણા યુગમાં અને આપણા સમાજમાં પણ ખરેખર આ રોગ મોજૂદ છે ? જો કે આ એક એવો પ્રશ્ન છે, જેનો જવાબ સંજોગોના પરદા ઉપર ઉપસેલા અક્ષરોમાં અંકિત છે, જો કે તે એટલાં અપ્રિય છે કે તેના પર નજર નાખતાં પણ આપણે ગભરાઈએ છીએ અને ઉપેક્ષાની રેતમાં માથું છૂપાવીને દિલને એ સમજાવી લઈએ છીએ કે જાણે કોઈ જોખમ નથી, પરંતુ સ્પષ્ટ છે કે જોખમો અને આપત્તિઓથી આંખો બંધ કરી લેવી પોતાની સાથે મિત્રતા નહીં, બલ્કે દુશ્મની છે અને એક રીતે નિર્દોષ આત્મહત્યા ! તેથી આવો, થોડીક હિંમત કરીને પોતાની આંતરિક પરિસ્થિતિની સમીક્ષા કરીને જોઈએ કે આપણા સમાજના લોકો પોતાના વિચાર, પોતાના વચન અને પોતાના ચરિત્રની જબાનથી પોતાની કઈ આંતરિક કેફિયતની સાક્ષી આપે છે.

૧. અકીદાના નિફાકના પુરાવાઓ :

આ સમાજમાં એવા કથિત 'મુસલમાનો' દરેક ખૂણામાં જોઈ શકાય છે, જેઓ જાહેરમાં અલ્લાહ અને રસૂલની મજાક ઉડાવે છે, જેમની આધુનિકતાની રુચિ અને ધૂન ત્યાં સુધી સંતૃપ્ત થતી જ નથી, જ્યાં સુધી તેઓ નમાઝ અને રોઝાની ઠેકડી ન ઉડાડી લે, જેઓ દારૂ અને વ્યાજ અને જુગારની મનાઈને જૂનવાણી અને બુદ્ધિહીનતાનું ઝનૂન ઠરાવે છે, જેઓ કુર્આન અને સુન્નતના સત્તાધિકાર અને તેના આદેશોનો સ્વીકાર કરવાનો સાફ ઈન્કાર કરે છે, જેઓ ઈસ્લામી કાનૂનને પશુતા અને જંગાલિયતનું નામ આપે છે, જેઓ શરીઅતના સ્પષ્ટ આદેશો સુદ્ધાંને તેરસો વર્ષ જૂની યાદગારો કહે છે; દશારૂપી મનુષ્યની જીભથી નહિં, બલ્કે તે જીભથી જે મનુષ્યના જડબાઓની વચ્ચે હોય છે.

આ સમાજમાં એવા લોકોની પણ તંગી નથી, જેઓ કોઈપણ પ્રકારના સંકોચ વિના રીત-રિવાજ અને પ્રણાલિકાઓને શરીઅત પર પ્રાથમિકતા આપે છે, માત્ર વ્યવહારમાં નહિં, બલ્કે પોતાના મોઢથી પણ.

તત્પશ્ચાત્, આ સમાજમાં ઈસ્લામના તે 'ઝંડાધારીઓ' પણ છે, જેઓ સંપૂર્ણ આત્મ-સંતોષની સાથે બિનઈસ્લામી વિચારો અને દૃષ્ટિકોણો પર ઈમાન લાવી ચૂક્યા છે અને આ ગંદકીને તેમાં ફેલાવતા રહેવાને જ પોતાના જીવનનો એક માત્ર ધ્યેય બનાવી ચૂક્યા છે.

ત્યાં સુધી કે આ સમાજમાં તે લોકો પણ ઘૂસી રહેવા માટે આગ્રહી છે, જેમનું પોતાનું એક અલગ સ્થાયી મર્કઝે-ઈજ્તિમાઅ (એકત્રિત થવાનું કે સંમેલનનું કેન્દ્ર અને મંડળ) છે. તેઓ આ કેન્દ્રને ઈજ્તિમાઅ (સંમેલન)નું કેન્દ્ર ન માનવાવાળાને ખુલ્લા કાફિર સમજે છે અને જેઓ ખાતિમુન્નબિય્યિન ﷺ ને જ પોતાના અંતિમ અને સંપૂર્ણ માર્ગદર્શક અને નેતા અને શરીઅતનું જ્ઞાન આપનાર સમજનારાઓની જનાઝાની નમાઝ પઢવા પણ તૈયાર નથી. પરંતુ બીજી બાજુ લોકશાહીના કાનૂને જ્યારે તેમને એ સમજાવ્યું કે આવા પાયાના આસ્થાકીય મતભેદો પછી મુસલમાનોમાં તમને તે અધિકારો મળી શકતા નથી, જે ખરેખર મુસલમાન માટે જ વિશેષ છે અને ન તો તમે આગેવાન બની શકો છો; તો તેમણે ગભરાઈને મિલ્લતની એકતાનો નારો લગાવવાનું શરૂ કરી દીધું અને દુનિયાને એ સમજાવવામાં લાગી ગયા કે અમારો પણ મિલ્લત અને ઉમ્મતથી સંબંધ છે જે મુસલમાનોનો છે, અમે પણ એ જ કુર્આનને માનવાવાળા છીએ જેને સમગ્ર ઉમ્મતે મુસ્લિમા માને છે અને એ જ રીતે માનીએ છીએ જે રીતે તેઓ માને છે. અમારો બીજા મુસલમાનોથી કોઈ પાયાનો મતભેદ નથી; બસ, અમને ઉમ્મતથી અલગ સમજનારાઓ ઈસ્લામ અને મિલ્લત બંનેના દુશ્મન છે. જો કે આ મિલ્લતની એકતાના

પ્રદર્શનનો મૂળ હેતુ એ સિંવાય બીજો કંઈ નથી કે મિલ્લતના સામાન્ય હક્કો પર તેમને છાપો મારવાની તક મળતી રહે.

શું આ અને આ જ પ્રકારની બીજી વાતો એ હકીકતની સાબિતી નથી કે આપણા સમાજમાં ઘણી મોટી સંખ્યામાં એવા દિલો-દિમાગ મોજૂદ છે, જેમનામાં નિફાકે-અકીદા (ઈમાનમાં નિફાક)નું ઝેર ફેલાયેલું છે ? નિશ્ચિતપણે તમે અહીં એ સફાઈ પ્રસ્તુત નથી કરી શકતા કે આ વાતો અમલ અને આચરણથી સંબંધિત છે અને વ્યવહારની ખરાબીઓ અમલના નિફાકનો પુરાવો તો બની શકે છે, પણ અકીદાના નિફાકનો પુરાવો નથી બની શકતી; કેમ કે ઈમાન અને આચરણ તાર્કિક રીતે ભલે એક-બીજાથી બધી રીતે અલગ હોય, પણ તેમાં પારસ્પારિક એટલી એકરૂપતા કદાપિ નથી કે કોઈપણ રીતે આચરણ કે વ્યવહાર ઈમાન વિશે કોઈ ગવાહી ન આપી શકે. છેવટે અમલ અમલમાં પણ તો ફરક છે. એ સાચું છે કે દરેક અમલ ઈમાન અંગે સાક્ષી નથી બની શકતો, પરંતુ કેટલાંક વ્યવહારો ચોક્કસ એવાં હોય છે જે ઈમાનની વિરુદ્ધ ન્યાયિક સાક્ષી બની શકે છે; અર્થાત્ તેમની હાજરીમાં ઈમાનની સૂક્ષ્મ પૂંજી પણ મોજૂદ રહી શકતી નથી. અમે જે ન કહેવા જેવી વાતોનો પણ ઉલ્લેખ કર્યો છે તેના પર નજર નાખો અને વિચારીને બતાવો કે તેમાં કઈ વસ્તુ એવી છે જેની સાથે ઈમાન અને નિખાલસતાની કોઈ વાત નિરંતર બરકરાર રહી શકે છે ? શું અલ્લાહ અને પયગંબર, દીન અને શરીઅત, આયાતો અને હદીસો, નમાઝ અને રોઝાની મજાક કરીને કોઈ વ્યક્તિ મોમિન રહી શકે છે ? શું શરીઅતના કાનૂનોને પાશવતા અને જંગલીપણાંના કાનૂનો કહ્યા પછી પણ ઈમાનના દાવાનું કોઈ વજન બાકી રહી શકે છે ? પછી જો આવી હરકતો કરનારાઓ પોતાની જાતને મુસલમાન કહે છે તો શું હકીકત પણ તેમના આ દાવાને સાચું માનશે ? જીભ પર જે કંઈ છે તેની ચર્ચા નથી, ચર્ચા કેવળ એ વાતની છે કે દિલમાં શું છે અને આ કૃત્યોની હાજરીમાં શું હોઈ શકે છે ?

કહેવામાં આવશે કે દિલમાં જે કંઈ હોય છે તેની આપણને શું ખબર હોય, જેમ કે હઝરત શાહ વલીઉલ્લાહે કહ્યું છે. પરંતુ આપણે ભૂલવું ન જોઈએ કે આ વાત દરેક સ્થિતિમાં જરૂરી નથી. કેટલાક સંજોગો ચોક્કસ એવા હોય છે, જેની હાજરીમાં કેટલીક વસ્તુઓના અસ્તિત્વ પર દૃઢપણે અભિપ્રાય બાંધી શકાય છે અને ઉપરોલ્લેખિત સંજોગો આ જ પ્રકારના છે. જ્યાં સુધી હઝરત શાહ સાહેબના કથનનો સંબંધ છે તે માત્ર સામાન્ય સ્થિતિના સંદર્ભમાં છે. દરેક સ્થિતિમાં તેને લાગૂ કરી શકાય નહીં. વાસ્તવમાં તેમના જમાનામાં મુસલમાનોનું દીની, ઈમાની અને નૈતિક પતન જે હદે પહોંચી શક્યું હતું, તેના આધારે તેઓ આનાથી વધારે કંઈ કહી પણ શકે તેમ નહોતા. પરંતુ અહીં

પછીની બે સદીઓથી આ પતન જેટલી 'ઉન્નતિ' પર પહોંચી ગયું છે, તેમાં ક્યારેક એ'તેકાદી મુનાફિકોનો પણ નિશ્ચિત રૂપે અંગૂલિનિર્દેશ કરવો કોઈપણ રીતે સંભવિત નથી. એટલા માટે નહીં કે 'મઆઝ-અલ્લાહ' હવે બંદાઓને અદૃશ્ય કે પરોક્ષનું જ્ઞાન (ઇલ્મે-ગૈબ) મળી ગયું છે, બલ્કે એટલા માટે કે આ નિફાક હવે ક્યારેક એવો 'નિફાક 'બવાહ' (છૂપો અને પ્રગટ) બની જાય છે કે તેની જાણકારી માટે ઇલ્મે-ગૈબની આવશ્યકતા જ નથી.

૨. અમલી નિફાકનાં પુરાવાઓ :

રહ્યો અમલી નિફાકનો મામલો, તો ઉપરોલ્લેખિત નિફાકના કાર્યોમાંથી એક-એક વસ્તુને લઈને આ સમાજના વિચારો અને આચરણમાં તેની ખોજ કરો અને દિલ પર ભાર મૂકીને '[illegible]' નું હૃદયદ્રાવક દૃશ્ય જોતા જાઓ; તમે જોશો કે :

આ સમાજમાં આજે અડધાથી વધારે લોકો પોતાના ઉપર નમાઝ જેવો શરીઅતનો મુખ્ય હુકમ વ્યવહારૂ રીતે રદબાતલ ઠેરવી ચૂક્યા છે. તેમના માટે અઝાનની પોકાર એટલું પણ મહત્ત્વ નથી રાખતી જેટલું કે પશુઓ માટે ગોવાળની પોકાર રાખે છે. كَمَثَلِ الَّذِي يَنْعِقُ بِمَا لَا يَسْمَعُ إِلَّا دُعَاءً وَنِدَاءً (તેમની સ્થિતિ એવી છે, જેમ કે ભરવાડ પશુઓને બોલાવે છે અને તેઓ હાકોટા સિવાય કંઈ પણ સાંભળતા નથી - સૂરઃ બકરહ, આ.૧૭૧) હવે તેમના માટે મસ્જિદમાં હાજરી અને જમાઅતમાં જોડાવાનો પ્રશ્ન તો કોઈ પ્રશ્ન જ રહ્યો નથી, કેમ કે તેઓ નમાઝની પણ પૂછપરછ થશે તેવા દાયિત્વના બંધનથી તદ્દન આઝાદ છે; ત્યાં સુધી કે નમાઝમાં આળસ કરતા અકળામણથી આવવાની તકલીફોથી પણ તેમનો છૂટકારો થઈ ગયો છે. 'ત્રણ જુમ્આ' નહિં, બલ્કે સેંકડો 'જુમ્આ' વિતી જાય તો પણ તેમને તદ્દન ખબર હોતી નથી કે આ 'જુમ્આઓ' કેટલા કર્તવ્યોનો સંદેશ આપી ગયા અને ગફલત કરનારાઓને કેટલી ભયાનક ચેતવણીઓ સંભળાવી ગઈ.

આ સમાજની મોટી સંખ્યા ઝકાત અને ઉશ્રની પાબંદીઓથી બેપરવા છે. જન્મ અને લગ્ન (નિકાહ, સગાઈ) અને મોત-મૈયતના રીત-રિવાજોમાં શોહરત અને નામ ખાતર ખર્ચ કરવા માટે તો તેમના બંને હાથ ખુલી જાય છે. પરંતુ અલ્લાહના માર્ગમાં અઢી ટકા આપવાનું જ્યારે નામ આવે છે, તો તેમનું દિલ અંદરથી બેસવા લાગે છે અને જો ક્યારેક કેટલાક કારણોસર કંઈક 'ફર્ઝની અદાયગી' માટે મજબૂર કરી જ દીધા તો ચહેરાનો નકશો એવો થઈ જાય છે કે તેને જોતાં જ يَتَّخِذُ مَا يُنْفِقُ مَغْرَمًا (અલ્લાહના

માર્ગમાં ખર્ચ કરવાને મફતમાં દંડ સમજે છે - સૂરઃ તૌબા, આ.૯૮)ના શબ્દો કાનોમાં ગૂંજવા લાગે છે.

આ સમાજમાં ઠેક-ઠેકાણે એવા માથાં નજરે પડે છે, જે કદાચ શરીઅતના આદેશો સામે 'આદર-માનની સાથે' ત્યારે જ ઝૂકે છે, જ્યારે પોતાના પક્ષમાં ફેંસલો આવતો હોય. રીત એ બની ગઈ છે કે જો શરીઅતના કાનૂનો પોતાના પક્ષમાં ફેંસલો કરતા દેખાય તો સંપૂર્ણપણે એકમત થઈને દીનના અનુપાલનનો નારો બુલંદ કરો અને જો પરિસ્થિતિ તેનાથી વિપરીત હોય તો સંપૂર્ણ ધૃષ્ટતાપૂર્વક તાગૂતી (અલ્લાહના વિદ્રોહીઓની) અદાલતો અને કાનૂનોની મદદ લેતા રહો અને શરીઅતના આદેશો સાંભળતા જ એક તરફ સરકી જાઓ.

આ સમાજમાં 'જૂઠ, વચનભંગ, ગાળાગાળી કરવી અને અપ્રમાણિકતા'નું એવું પ્રચલન છે કે અલ્લાહની પનાહ ! એવું લાગે છે કે જાણે આ બૂરાઈઓનું પૂર ઉમટી આવ્યું છે અને તેમાં આખી મિલ્લત ડૂબતી જઈ રહી છે. મુસલમાનની આગવી ઓળખ તેનું ઉત્તમ ચરિત્ર હતું, પણ તેની આ ઓળખ ભૂતકાળની વાર્તા બની ગઈ છે; અને બીજી કોમોની સાથે તે ભલાઈઓ અને સદાચારમાં નહિં, બલ્કે બૂરાઈઓમાં સ્પર્ધા કરી રહ્યો છે; ત્યાં સુધી કે ઘણાં મેદાનોમાં તો તે બાજી પણ લઈ ગયો છે. સાબિતી જો જોઈતી હોય તો ખાનગી બેઠકોથી લઈને બજારો અને પછી સરકારી ન્યાયાલયો સુદ્ધાંનું નિરીક્ષણ કરી લો.

આ સમાજમાં એવા મુસલમાનોનો દુષ્કાળ થઈ ગયો છે, જેઓ દીનના નામે કષ્ટો ઉઠાવવાથી ભાગે નહીં, વતનના પ્રેમે જેમના ઈમાની સ્વાભિમાનને અપંગ ન બનાવી દીધો હોય, જેઓ પોતાના રબની બંદગીના તકાદાઓ સાંભળીને અલ્લાહની જમીનને તંગ ન સમજતા હોય, જેઓ દીનના અજનબીપણા પર દુઃખી ન થતા હોય. તેનાથી વિપરીત દુનિયાનો પ્રત્યેક સંબંધ દીનના તકાદાઓથી આપણને વધારે પ્રિય છે. આપણે એક સામાન્ય સ્વાર્થની ખાતર શરીઅતના સુદૃઢ નિયમોને પણ પીઠ પાછળ ધકેલી દેવામાં કોઈ રુકાવટ અનુભવતા નથી અને વાત ત્યાં સુધી પહોંચી ગઈ છે કે ઈસ્લામના હિતને મુસલમાનના હિતનું નામ આપી દેવામાં આવ્યું છે. કોમ, દેશ-વતન ટૂંકમાં પ્રત્યેક દુન્યવી સંબંધના પ્રેમને જાહેર કરવો એ આપણા માટે ગૌરવનું કારણ બની ગયું છે. પરંતુ દીનનું નામ લેતાની સાથે જ આપણે સંકોચ કરવાનું અને લાજવાનું શરૂ કરી દઈએ છીએ, એટલા માટે કે ક્યાંક કોઈ આપણને જૂનવાણી મુલ્લા કે ધાર્મિક ઝનૂનીઓ ન કહી દે. આમ તો આપણી દીની હેસિયતના ખુલ્લા એલાન અને તેની વ્યવહારૂ જવાબદારીઓથી આપણે પોતે જ બચી રહ્યા છીએ, તેથી દીન કાજે કુરબાનીઓ

આપવાની તકો જ આવતી નથી, નહિં તો તમે જોઈ શકતા કે આપણાં મિલ્લી ચરિત્રના સ્ટેજ પર 'جَعَلَ فِتْنَةَ النَّاسِ كَعَذَابِ اللّٰهِ' (લોકોએ નાખેલી અજમાયશને અલ્લાહની યાતનાની જેમ સમજી લીધી - સૂરઃ અન્‌કબૂત, આ.૧૦) ના દૃશ્યો કેટલી મોટી સંખ્યામાં ઉભરી રહ્યા છે.

આ સમાજમાં દીન અને તકવાના બદલે સત્તાધારી કાફિરો અને મુશ્રિકોના સામિપ્યને ઈજ્જત અને પ્રતિષ્ઠાનું માપદંડ સમજવાનો શોખ સામાન્ય છે. જેની ખાતરી કરવા માટે તમારા માટે પોતાના ઈતિહાસના વર્તમાન પૃષ્ઠોનો અભ્યાસ જ પૂરતો હશે, અને જો આ વાતના અભ્યાસમાં કોઈ મુશ્કેલી અનુભવો, તો પછી તેનાથી પહેલાં સમાપ્ત થયેલા પ્રકરણના પાનાઓ ખોલીને જોઈ લો, ત્યાં તમે એ જોઈને આશ્ચર્યચકિત થઈ જશો કે وَلِلّٰهِ الْعِزَّةُ وَلِرَسُوْلِهٖ وَلِلْمُؤْمِنِيْنَ (ખરી ઈજ્જત તો અલ્લાહ માટે જ છે અને તેના રસૂલ માટે છે અને મોમિનો માટે છે - સૂરઃ મુનાફિકૂન, આ.૮) અને اِنَّ اَكْرَمَكُمْ عِنْدَ اللّٰهِ اَتْقٰىكُمْ (હકીકતમાં અલ્લાહના નજીક તમારામાં સૌથી વધુ ઈજ્જતવાળો તે છે જે તમારામાં સૌથી વધુ અલ્લાહથી ડરનારો છે - સૂરઃ હુજુરાત, આ.૧૩) પર ''ઈમાન લાવનારાઓ'' વાઈસરોય બહાદૂરથી હસ્તધૂનન કરવાની તમન્નામાં આયુષ્ય વિતાવી રહ્યા છે. જો તેમને 'શ્રી' કે 'ખાનબહાદૂરી'ના ઈલ્કાબો 'સમરકંદ અને બુખારા' જ નહિં, બલ્કે દીન અને ઈમાન આપીને પણ નસીબ થઈ જાય તો જાણે બંને લોકની દોલત મળી ગઈ ! બીજી બાજુ કેટલાક બીજા લોકો હશે, જેઓ બિનમુસ્લિમ નેતાઓની ચોખટના તવાફ (પરિક્રમા) કરતા જોવા મળશે, જેમના સૌભાગ્યની ચરમસીમા એ છે કે ત્યાં તેમને રાષ્ટ્રપ્રેમી માની લેવામાં આવે અને જેમની દેશભક્તિને જો દેશના મીડિયાએ સ્વીકાર કરી લીધી તો જાણે તેમને 'રઝા' (પ્રસન્નતા)નું સ્થાન પ્રાપ્ત થઈ ગયું અને હવે જન્નતનો વડો તેમના માટે મુક્તિધામ-ફિરદૌસની ચાવીઓની સાથે રાહ જોઈને ઊભો છે !

આ સમાજમાં જૂઠી ખ્યાતિ અને પ્રતિષ્ઠાના મોહિતોની પણ તંગી નથી, વિશેષતઃ રાજકીય પ્લેટફૉર્મ પર. ફૂલોના હાર અને ઝિંદાબાદના નારાઓની ચાટે 'કાઈદૈને-મિલ્લત' (મિલ્લતના નેતાઓ)ની એક વિશાળ ફોજ તૈયાર કરી દીધી છે, જેઓ કોમના સંમેલનોમાં ઈસ્લામ અને કુર્આનના નારાઓ કંઈક એટલા જોરથી લગાવે છે કે આખી મિલ્લતનું આસ્થાથી છલોછલ હૃદય ગૂંજી ઉઠે છે; જયારે તેઓ ઈસ્લામ કાજે પોતાની નસોમાં ફરી રહેલ લોહીની એક-એક બુંદ વહાવી દેવાનું એલાન કરે છે, તો તેમના રંગ-ઢંગમાં અબૂબક્ર સિદ્દીક રદિ.ની નિસ્વાર્થપરાયણતા અને ઉમર ફારૂક રદિ.ની મક્કમતા અને

દમામ ટપકવા લાગે છે; પરંતુ જ્યારે ઇસ્લામ તેના કર્તવ્યો અને માગણીઓ લઈને તેમને શોધે છે તો ખબર નથી પડતી કે કયા 'આશ્રય-સ્થાનો'માં લપાઈ જાય છે કે પછી તેમનો ચહેરો જ જોવા મળતો નથી. તેમની નજર ચોતરફ ફરતી રહે છે, જ્યાં પણ ઇસ્લામ કે મુસલમાનોના કલ્યાણનું કોઈ કાર્ય પૂરું થતું જોવા મળે, તેઓ લપકીને આગેવાની અને નેતાગીરીના સ્ટેજ પર જઈ પહોંચવા અને વિભિન્ન યુક્તિઓ દ્વારા આ કાર્યની ક્રેડિટ આંચકી લેવાની કોશિશ કરે છે.

આ સમાજમાં એવા 'નિઃસ્વાર્થ લોકો' પણ મોટાં પ્રમાણમાં જોવા મળે છે, જેમનો મિલ્લત સાથેનો સંબંધ મહદ્અંશે એ અધિકારો પર કબજો કરવા પૂરતો છે, જે મિલ્લતે ઇસ્લામિયાના અધિકારો છે અને જેમાં ભાગીદાર બનવું એ વાત પર નિર્ભર છે કે વ્યક્તિનું નામ મુસલમાનોની યાદીમાં નોંધેલું હોય. હૃદયોની સ્થિતિ તો અલ્લાહ જ વધુ સારી રીતે જાણે છે, પરંતુ તેમના સામાન્ય વલણથી ઇસ્લામ પર કોઈ સાચી શ્રદ્ધાનો અંશ સુદ્ધાં મળવો મુશ્કેલ હોય છે. એ વખતે તો ઇસ્લામ તેમનું બધું જ છે અને તેઓ પહેલા પણ મુસલમાન છે અને અંતે પણ મુસલમાન, જ્યારે ભૌતિક લાભોના ટુકડાઓ આ જ નામથી વહેંચાઈ રહ્યા હોય. પરંતુ આ સમય વિતી ગયા પછી તેઓ બધું જ તો હોઈ શકે છે પણ પહેલા પણ મુસલમાન અને અંતે પણ મુસલમાન જરા પણ લાગી શકતા નથી.

આ સમાજમાં ઈમાનની કમજોરીની બીમારી એક ભયાનક કેન્સરની જેમ પોતાનો પંજો ફેલાવી રહી છે, જેની ઝેરી અસરથી કોઈક અંગના અમુક પાસા તો સુરક્ષિત કરી શકાય છે, પણ કોઈપણ આખું અંગ કદાપિ સલામત થઈ શકતું નથી.[૧] તેના એ વ્યક્તિઓને છોડો, જેઓ નમાઝ અને રોઝા, હજ્જ અને ઝકાત સુદ્ધાંની કોઈ પરવા નથી કરતા; તે 'દીનના પાબંદ' લોકોને જુઓ જેમની એક વખતની નમાઝ પણ કઝા નથી થતી, જેઓ ઉશ્ર અને ઝકાતનો એક-એક પૈસો અદા કરે છે, જેમના રોઝામાં રમઝાન સિવાય નફ્લ રોઝાઓની એક મોટી સંખ્યા સામેલ થતી રહે છે, અને જેઓ લબ્બૈક-લબ્બૈક કહેતા ઇસ્માઈલની કુરબાનગાહ પર જઈને 'ઇસ્લામ'નો વ્યવહારૂ અર્થ પણ શિખી ચૂક્યા છે. તમે જોશો કે તેમની ઈમાન અંગેની રુચિ અને શોખ સામાન્ય રીતે હિંમત અને નીડરતાથી અપરિચિત છે. તેમનામાં ઘણાં એવા લોકો છે, જેમનાં જીવન કુફ્રના માહોલમાં રહેતા-રહેતા વિતી જાય છે, પણ તેમના ઈમાની લલાટ પર એક કરચલી સુદ્ધાં પ્રગટ થતી નથી; અર્થાત્ તેઓ આ વ્યવસ્થા હેઠળ જીવન પસાર કરવા

(૧) અંગથી અભિપ્રેત અહીં સમાજના વિભિન્ન જૂથો છે, ન કે વ્યક્તિઓ.

ખુશ છે, જેનાથી અલ્લાહ ખુશ નથી. કેવળ ખુશ જ નહિં, બલ્કે તેની સેવા માટે પોતાનો નિઃસ્વાર્થ સહયોગ પણ પ્રસ્તુત કરતા રહે છે. તિલાવત, આદર-માન અને પવિત્રતા અને મહાનતાની હદ સુધી તો તેઓ આખા કુર્આનને જ માને છે, જે બંને પૂઠાઓના વચ્ચે મોજૂદ છે, પણ અમલીકરણ માટે તેઓ તેના માત્ર એટલા ભાગ પર જ સંતુષ્ટ છે જેટલાની કુફ્ર પરવાનગી આપે છે. તેમનામાં હિંમત જ નથી કે દીને-હક્કની સ્થાપનાનું નામ જબાન પર લાવે, એવું ન થાય કે પરાયાઓની ભ્રૂકુટિઓ ચઢી જાય. કુર્આન તેમને તેમનાં જીવનનો ઉદ્દેશ્ય યાદ દેવડાવે છે, તેમનાથી كُونُوٓا۟ أَنصَارَ ٱللَّهِ (અલ્લાહના મદદગાર બનો - સૂરઃ સફ્ફ, આ.૧૪) ની માગણી કરે છે, તેમના સામે દીનને મઝલૂમી અને પરાધીનતાની સ્થિતિમાંથી બહાર કાઢવાનું કાર્યક્ષેત્ર પ્રસ્તુત કરે છે, પણ એશઆરામી અને આરામપ્રિયતાના આ એકાંતવાસીઓ ગભરાઈને શ્વાસ થંભાવીને બેસેલા છે અને لَا تُلْقُوا۟ بِأَيْدِيكُمْ إِلَى ٱلتَّهْلُكَةِ (પોતાના હાથે પોતાને વિનાશમાં ન નાખો - સૂરઃ બકરહ, આ.૧૯૫)ના વિપરીત અર્થઘટનોથી પોતાની કર્તવ્ય-ભાવનાને કચડતા જઈ રહ્યા છે. આ લોકો અલ્લાહના દીનના સાક્ષી હતા, પણ પરિસ્થિતિની પ્રતિકૂળતાઓને લઈને તેઓ પોતાને આ ભારે બોજથી આઝાદ સમજી બેસ્યા છે. સામાન્યથી અતિ સામાન્ય તકલીફો તેમના માટે કર્તવ્યોને ત્યજી દેવા માટેના બહાનાં બની જાય છે અને દુન્યવી સ્વાર્થોના નાના સરખાં પ્રલોભનો પણ તેમના અડગ ઈમાની કદમોને હચમચાવી નાખે છે. જે વાતોને તેઓ સામાન્ય હાલતમાં બેદીની (અધાર્મિકતા)ની વાતો કહેતા રહે છે, રાજકીય હિતોનું દબાણ આવતાં જ તેઓ તેને ઉચિત અને ઉત્તમ ઠરાવવા લાગે છે. જે વસ્તુઓ તેમના ફિક્હ (ધર્મશાસ્ત્રો)ના પુસ્તકોમાં આજે પણ કુફ્રની ઓળખ અને કુફ્રનું કારણ લખેલી છે, ક્યારેક તેમને પણ સહન કરીને તેઓ પોતાનાં શ્રેષ્ઠ સ્વાભિમાનને અલવિદા કહી દેતા હોય છે; માત્ર એટલા માટે કે ઇસ્લામનો ઇન્કાર કરનારાઓની પ્રસન્નતા આ 'ભરોસા' વગર પ્રાપ્ત નથી થઈ શકતી. પછી જ્યારે પણ આ કમજોર ઈમાનથી પીડિતો પર અંગત કે મિલ્લતના હિતોનો સહેજ પણ અસાધારણ હુમલો થાય છે, તો ન પૂછો કે આ ગરીબની હાલત શું થઈ જાય છે ? તે વખતે તો દીનના સિદ્ધાંતો અને સર્વમાન્ય મૂલ્યો સુદ્ધાંની પ્રતિષ્ઠા જોખમમાં પડી જાય છે. તૌહીદના પ્રાથમિક તકાદાઓ પણ વિસરાવા લાગે છે. કિતાલ ફી ગૈરુલ્લાહ (અલ્લાહના વિદ્રોહીઓના માર્ગમાં યુદ્ધ) જેવા બગાડ અને ઉપદ્રવના સર્વોચ્ચ ગુનામાં ભાગીદારી મિલ્લતનો બુનિયાદી હક્ક બની જાય છે. તાગૂતી અદાલતો (અલ્લાહના વિદ્રોહીના ન્યાયાલયો)ની ખુરશીઓ પર બેસવાની તમન્ના કોઈ શરમજનક અને ખરાબ તમન્ના રહેતી નથી. જુગાર, દારૂ અને વ્યાજનો કારોબાર કરનારી સંસ્થાઓ અને એકમોની ચાકરી 'અલ્લાહની મહેરબાની'

બની જાય છે, અને સર્વોચ્ચ સત્તાની દાવેદાર કાનૂન ઘડનાર એસેમ્બલીઓના સભ્યપદને મિલ્લતના દુઃખદર્દનો ઇલાજ ઠરાવી દેવામાં આવે છે; ત્યાં સુધી કે ક્યારેક એવા કાનૂન ઘડવાનું કામ પણ કરવું પડે છે, જે બદ્રની લડાઈમાં કેટલાક ઈમાનમાં કમજોર મુસલમાનોએ કર્યું હતું, જેમના કદમ મક્કાની વતનની જમીન પકડીને બેસી ગઈ હતી અને તેણે પરવાનગી નહોતી આપી કે તેઓ અલ્લાહની આજ્ઞાનુસાર મદીના હિજરત કરી જાય. છેવટે જ્યારે ઇસ્લામને માનનારાઓ અને કુફ્રને માનનારાઓ વચ્ચે સશસ્ત્ર મુકાબલાના સંજોગો આવ્યા, તો લાચારીવશ તેમને પણ બીજા મક્કાવાસીઓની સાથે રહીને મુસલમાનોના મુકાબલામાં આમને-સામને આવવું પડ્યું અને પરિણામે બંને લોક (દુનિયા અને આખિરત)ની નાકામી અને અપમાન ઉઠાવવું પડ્યું. છેવટે પ્રથમ વિશ્વ યુદ્ધમાં તમે શું જોયું હતું ? એ જ ને કે વીર અંગ્રેજોના ગુલામ મુસલમાનો તેની સામ્રાજ્યવાદી અને સંસ્થાનવાદી મહેચ્છાઓની હિમાયતમાં રણભૂમિમાં મોકલવામાં આવ્યા અને ત્યાં તેમની તલવારો ન માત્ર જર્મન બિનમુસ્લિમોના લોહીથી રંગાઈ, બલ્કે મુસલમાનોના કાળજાઓમાં પણ ઘૂસી ગઈ; હદ તો એ હતી કે હરમૈન (મક્કા-મોઅઝ્ઝમા અને મદીના મુનવ્વરા)ની પવિત્રતા અને પ્રતિષ્ઠા પણ તેમના હાથોથી સુરક્ષિત ન રહી શકી.

તત્પશ્ચાત્, આ સમાજમાં તૌહીદ અને રિસાલત પર ઈમાન રાખનારાં એ મુસલમાનો પણ સામેલ છે, અને ઘણી મોટી સંખ્યામાં મોજૂદ છે, જેમના ઈમાન પર શંકા-કુશંકા અને અલ્પ-શ્રદ્ધાનો કાટ ચઢી ગયેલો છે, જેઓ મહદ્અંશે એટલા માટે મુસલમાન છે કે મુસલમાન માતા-પિતાથી પેદા થયા છે, એટલા માટે નહિં કે તેમની સહૃદયતા અને બુદ્ધિ અને સૂઝબૂઝે તેમના મુસલમાન હોવાનો ખરેખર જાગૃત અને ચેતનાવસ્થામાં નિર્ણય કર્યો છે.

'ધાર્મિકતા'માં તેમની આ શંકા-કુશંકા અને દ્વિધા અને અલ્પ-શ્રદ્ધા જ્યારે પ્રગટ થાય છે, તો ومن يعبد الله على حرف ની યાદ તાજી થઈ જાય છે. જોવામાં આવે છે કે મુશ્કેલીઓ અને સાવધાની વખતે સાચા અર્થમાં તેમનો એક અલ્લાહ પર વિશ્વાસ બાકી રહેતો નથી અને તેઓ કોઈને કોઈ રૂપમાં ગૈરુલ્લાહ (અલ્લાહ સિવાય અને ઉપરાંત બીજા કોઈ)ને પણ પોકારવાનું શરૂ કરી દે છે; કબરો પર સિજદાઓ કરવા, કબરોમાં પોઢી ગયેલાઓથી દરખાસ્તો કરવી, બુઝુર્ગોની નઝરો-નિયાઝ માનવી, આ તમામ વાતો ચોતરફ નીડરતાથી જોરશોરથી કરવામાં આવી રહી છે; આ બધું છેવટે કઈ વાતનો પુરાવો છે ? હદ તો એ છે કે મુસીબતો અને આફતોને દૂર કરવા માટે ખુલ્લં-ખુલ્લા 'યા અલી ! યા ગૌષ ! યા ખ્વાજા ! અલ-મદદ' પોકારવામાં આવે છે; કેવળ

પોકારવામાં જ આવતું નથી, બલ્કે આ પ્રકારના મુશ્રિકો જેવા ઉચ્ચારોને 'શઆઈરે-ઈસ્લામ (ઈસ્લામની નિશાનીઓ)માં સામેલ કરવામાં આવે છે અને 'એહલે સુન્નત વ-લ જમાઅત'માંથી હોવાની વિશેષ ઓળખ ઠેરવવામાં આવે છે. પછી જ્યારે અકીદતનો જોશ આટલેથી માનતો નથી તો લોકોએ તેનાથી આગળ વધીને બરાબર મસ્જિદના મેહરાબમાં "يا شيخ عبد القادر شيئاً لله"ની તક્તીઓ કોતરાવી દીધી. જાણે અલ્લાહતઆલાની તૌહીદે-ઉલુહિય્યતને સ્વયં તેના ઘરમાં જઈને પડકાર આપી દીધો કે જે એક માત્ર પરવરદિગારી અને ખુદાઈમાં કોઈના ભાગીદાર ન હોવાનો દાવેદાર છે તે સાંભળી લે કે અહીં બીજી કેટલીક મહેરબાન અને બક્ષિસ આપનારી હસ્તીઓ મોજૂદ છે.[1]

'દુન્યવી' (સાંસારિક) બાબતો (વ્યવહારો, મામલાઓ, રાજકારણ, સભ્યતા અને સમાજ વગેરે)માં આ દ્વિધા અને શંકા-કુશંકા તથા અશ્રદ્ધા જ્યારે પ્રગટ થાય છે, તો ઈસ્લામી આચાર-વિચારના ચિત્ર-વિચિત્ર દૃષ્ટાંતો સામે આવે છે. મુસલમાન છે; પણ ઈસ્લામી દૃષ્ટિકોણનું નામ લેતી વખતે જબાન પર સખત આવરણ ચઢી જાય છે, ઈસ્લામી ફોજદારી કાયદાઓનો ઉલ્લેખ આવી જાય તો જાણે મિલ્લી લઘુતાગ્રંથી તેમને ગૈર-કોમોની અદાલતોમાં લાવીને હાજર કરી દે છે, અને તેઓ ગુનેગારોના કઠેડામાં ઊભા રહીને સફાઈઓ અને ક્ષમાયાચના પ્રસ્તુત કરવા લાગે છે. ઈસ્લામી અર્થ-વ્યવસ્થાને ત્યાં સુધી 'સભ્ય' દુનિયામાં પ્રસ્તુત કરવાને લાયક નથી સમજતા, જ્યાં સુધી તેનું નામ 'ઈસ્લામી સમાજવાદ' ન રાખી લેવામાં આવે. જાણે તેમના ખ્યાલથી ઈસ્લામની માન-મર્યાદા અને પ્રતિષ્ઠાની સ્થાપના અને સ્વીકાર જો સંભવ છે, તો કેવળ 'સમાજવાદ'ની કૃપા અને તેના શરણથી, અને તેનાથી સંબંધ સ્થાપિત થઈ જવાની બરકતથી ! ઈસ્લામી રાજ્ય વ્યવસ્થા અને સામૂહિકતાને ચાહે તેઓ ગમે તેટલા શ્રદ્ધાસુમન કેમ ન પ્રસ્તુત કરે, પરંતુ તેના સાચા વ્યવહારૂ પ્રેમની કોઈ નિશાની તેમના જીવન-વ્યવહારમાં મળવી મુશ્કેલ છે. તેઓ ઈટાલી, સ્વીટ્ઝરલેન્ડ, બ્રિટન, અમેરિકા અને રશિયા જઈને જીવનના

(૧) જો ઉપરોલ્લેખિત વાક્યના બાહ્ય અર્થને લેશો તો તેનાથી પણ વધારે ઘૃણાસ્પદ કલ્પના સામે આવે છે. આ ફકરાનો શાબ્દિક અનુવાદ એ છે કે 'હે ફલાં શૈખ ! કંઈક ખુદા માટે' અર્થાત્ ખુદા માટે કંઈક મહેરબાની કરી દો. જરા તેના અર્થ અને ભાવાર્થ પર વિચાર કરો. આ વાક્યમાં વાસ્તવમાં તવસ્સુલ (આશરો લેવો)ના મસ્લાને પલટાવીને મૂકી દીધો છે. તવસ્સુલનો અર્થ તો એ છે કે ખરેખર આપવાવાળો અલ્લાહતઆલા છે અને આપણે તેના મુકર્રબો (નિકટવર્તીઓ)માંથી કોઈને વસીલો ઠેરવીને અલ્લાહથી માગીએ છીએ. પરંતુ અહીં તેનાથી વિપરીત (મઆઝ-અલ્લાહ) અલ્લાહને વસીલો ઠેરવીને શૈખ સાહેબથી માગવામાં આવી રહ્યું છે. નઊઝુ-બિલ્લાહ મિન્ ઝાલિક, જે વ્યક્તિ લા-ઈલાહ ઈલ્લલ્લાહના કલમા પર, તેનો અર્થ સમજીને ઈમાન લાવ્યો હોય, તે કઈ રીતે આવી વાતની કલ્પના પણ કરી શકે છે કે સમગ્ર સૃષ્ટિનો માલિક અને પાલનહાર કોઈ બંદાના સામે વસીલો બનાવીને તે બંદાથી દુઆ માગવામાં આવે ! (લે.)

કાનૂન લઈ આવશે અને તેને અપનાવવામાં ગૌરવ અનુભવશે; પરંતુ ઇસ્લામી જીવન-વ્યવસ્થા અને જીવન અંગેના કાનૂન અને નીતિ-નિયમોને અપનાવતા તેમના લલાટ પર પ્રશ્વેદ-બિંદુઓ ઉભરી આવે છે. ગુલામી અને પરાધીનતાની વિવશતામાં નહિં, બલ્કે આઝાદી અને સ્વાધીનતાના 'પવિત્ર' વાતાવરણમાં પણ તેમને ઇસ્લામી મૂલ્યોને અપનાવવામાં સંકોચ થાય છે, પરંતુ ભૌતિક સભ્યતાના મૂલ્યો અપનાવીને સમજે છે કે અમે તો વૈશ્વિક કોમોની નજરોમાં પ્રતિષ્ઠિત અને સુસભ્ય બની ગયા છીએ. જ્યારે કે સભ્યતા, સમાજ, શિક્ષણ અને નૈતિકતામાં પશ્ચિમી વિચારો અને દૃષ્ટિકોણોથી હટીને વ્યવહારૂ રીતે ઇસ્લામી માર્ગદર્શનનો સ્વીકાર કરવો તેમના માટે ખૂબ કઠિન હોય છે, તો બીજી વિદ્યાઓ અને વિષયોનો તો કોઈ પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. તેમના હાથમાં જો સત્તા આવી જાય તો તેઓ નમાઝ કાયમ કરવા, ઝકાત અદા કરવા, ભલાઈઓની આજ્ઞા આપવા, બૂરાઈઓથી રોકવાના બદલે ભોગવિલાસ અને વ્યભિચારી જીવનના અડ્ડાઓ ઊભા કરે છે; પોતાના બાદશાહી ઠાઠમાઠ માટે ગરીબોનું લોહી ચૂસે છે, નાચગાન અને મોજમસ્તીની મહેફિલો સજાવે છે અને મીનાબજારો લગાવે છે તથા એવું વાતાવરણ ઊભું કરતા જાય છે, જેમાં ભલાઈ અને સત્ય ધીમે-ધીમે મરે છે, અને બૂરાઈ અને અસત્ય સમાજના આખા સામૂહિક સામર્થ્યને પોતાનું ભોજન બનાવીને ઉછેર પામતા રહે; કેવળ એટલા માટે નહિં કે તેમની મનેચ્છાઓને આમાં જ છૂટછાટ મળે છે, બલ્કે એટલા માટે પણ કે પરાયાંઓને આ જ પસંદ છે, અને આ જમાનામાં ઇસ્લામ અને મુસલમાનોને આધુનિક વિચારશીલ સાબિત નથી કરી શકાતા, જો આ વસ્તુઓ અપનાવવામાં ન આવે.

આપણે જાણીએ છીએ કે આમાં કેટલાયે એવા લોકો પણ છે, જેમને મિલ્લતની સાથે ગાઢ હાર્દિક લગાવ અને પ્રેમ છે અને આ પ્રેમ-માર્ગમાં ક્યારેક તેઓ પોતાનું બધું જ ન્યોછાવર કરી દે છે, પણ મોટું અંતર છે એ લગાવમાં જે ઇસ્લામની સાથે હોય અને એ લગાવમાં જે મિલ્લતે ઇસ્લામિયા અર્થાત્ મુસલમાનોની સાથે હોય. કદાચ, તેમનો પ્રેમ, ઇશ્કે-મુસ્લિમીન (મુસલમાનો સાથે પ્રેમ)ના બદલે ઇશ્કે-ઇસ્લામ (ઇસ્લામ સાથે પ્રેમ) હોત ! જેના માટે સૌપ્રથમ શરત એ છે કે માણસને ઇસ્લામનો ઊંડો અભ્યાસ, તેની સાચી સમજ અને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત હોય અને પછી આ ઊંડા અભ્યાસ, સાચી સમજ અને આંતર-દૃષ્ટિના આધારે જ તેને ઇસ્લામની સાથે નિષ્ઠા અને વફાદારી હોય. પરંતુ અહીં તો આ 'બહુમૂલ્ય જાતિ' તદ્દન અનોખી છે. તેઓ સૌભાગ્યથી મુસ્લિમ પરિવારમાં જન્મ્યા છે, તેથી તેમને 'ઇસ્લામ' અને 'મુસલમાન'ના શબ્દોની સાથે એક

ઊંડો સંબંધ તો છે, પણ તેણે કોમી તરફદારીનો સંબંધ અને તે સંબંધે તેમના દિલોમાં ઈસ્લામ માટે એક નિષ્ઠા અને વફાદારી અને આદરભાવ પણ પેદા કરી દીધો છે. પરંતુ તે ખૂબ જ નિગૂઢ અને અસ્પષ્ટ છે. જ્યાં એ પ્રશ્ન ઊભો થયો કે આ અસ્પષ્ટ વફાદારી અને નિષ્ઠાને સ્પષ્ટ અને વ્યવહારૂ નિષ્ઠા અને વફાદારીથી બદલો, ત્યાંથી જ આચાર અને વિચાર તથા વાણી અને વર્તનનો એ અજીબોગરીબ વિરોધાભાસ પ્રગટ થવાનું શરૂ થઈ જાય છે, જેના તરફ હમણાં અમે સંકેત કરી ચૂક્યા છીએ.

**સમાજનું કર્તવ્ય અને જવાબદારી :**

આ છે ઉમ્મતના વિચારો અને આચરણની આછી રૂપરેખા. જે મિલ્લી ઈમાનની સાથે અકીદાના નિફાક અને અમલના નિફાકની આવી જળો અને કરમિયા લપેટાયેલાં હોય અને એ રીતે તેના અંદરથી નિયમિત લોહી નિચોવતાં રહે, તેની શક્તિ ઝડપથી વધુને વધુ ઓછી થતી જતી હોય, નાડીની ગતિ ધીમી અને અસંતુલિત થતી જતી હોય અને ચહેરા પર મોતની છાયા છવાયેલી હોય તો એ કોઈ આશ્ચર્યની વાત નથી. એ તો બરાબર તે જ અલ્લાહની સુન્નત (રીત)નું પ્રાગટ્ય છે, જે સૃષ્ટિના આરંભથી આજ પર્યંત સેંકડો-હજારો કોમોને જીવન અને સૌભાગ્યના મેદાનથી હટાવીને દૂર ફેંકી ચૂકી છે. મુસલમાનો જો પોતે જ પોતાના દુશ્મન નથી, તો એ ભ્રમમાં ન રહે કે આ સુન્નત તેમના તરફથી આંખો બંધ કરી લેશે. જો તેમને જિંદગી અને સફળતા પ્રિય છે, તો સંપૂર્ણ દીર્ઘદૃષ્ટિની સાથે તેમણે પોતાના અંતરમનનું અવલોકન કરવું પડશે. જે લોકો સ્પષ્ટ અને વિશ્વસનીય લક્ષણોના પ્રકાશમાં અકીદાના નિફાકના રોગીઓ દેખાય, તેમના અસ્તિત્વથી સમાજને શુદ્ધ કરવાની એવી જ કોશિશ કરવી પડશે, જેવી આપત્તિઓના ફૂટી પડવાના સમયે જીવાણુંઓને મારવા માટે કરવામાં આવે છે. આ કોશિશની શરૂઆત નિશ્ચિતપણે વિચાર-વિમર્શ અને સુધારણા અને ઉપદેશ દ્વારા જ થવી જોઈએ. પરંતુ જો આ ઈલાજ પછી પણ ઝેર દૂર ન થાય તો દરેક વ્યક્તિનું કર્તવ્ય છે કે આવા લોકો વિરુદ્ધ પોતાના તમામ સંભવિત સાધનો સાથે તૈયાર થઈ જાય. તેમનાથી દરેક પ્રકારના સંબંધોનો વિચ્છેદ કરી નાખે, તેમના વિરુદ્ધ દરેક ઉચિત યુક્તિ વડે જિહાદ કરે, અને જો સમાજમાં તેમનો લિહાજ કરીને અથવા તેમની રાજકીય સેવાઓના અસાધારણ આવકારને ધ્યાનમાં રાખીને અથવા તેમનાથી અમુક દુન્યવી ફાયદાઓની અપેક્ષાઓ રાખીને અથવા તેમના ઠાઠમાઠ અને સત્તાથી પ્રભાવિત થઈને તેઓ તેમને સહન કરતા રહેશે, તો તેમણે યાદ રાખવું જોઈએ કે તે નૌકા કદી કિનારા પર નહીં પહોંચે, બલ્કે તે અપેક્ષિત કિનારાની તરફ જઈ જ શકતી નથી; જેના નાવિકોમાંથી અમુક તો તેને સાચી દિશામાં ખેંચીને લઈ

જઈ રહ્યા હોય તો બીજા કેટલાક તેને બીજી કોઈ દિશા તરફ ખેંચીને લઈ જતા હોય, અને બીજા કેટલાક તેમના હાથોમાંથી હલેસા કે કૂહાડો છીનવી લેવાને બદલે ખામોશીથી ટાળતા જઈ રહ્યા હોય. રબ્બુલ ઇઝ્ઝત (પવિત્ર માલિક અને પાલનહાર)ના સોગંદ ! આવી નૌકા ડૂબીને જ રહેશે; અને તે વખતે કેવળ કાણું પાડનારા કે ખોટી દિશામાં ખેંચીને લઈ જનારા લોકો જ નહીં મરે, બલ્કે ખામોશીથી તમાશો જોવાવાળા લોકો પણ સમુદ્રના ઊંડાણમાં દફન થઈ જશે - وَاتَّقُوا فِتْنَةً لَا تُصِيبَنَّ الَّذِينَ ظَلَمُوا مِنكُمْ خَاصَّةً (બચો એ ફિત્નાથી જેની આફત માત્ર એ જ લોકો સુધી સીમિત નહીં રહે જેમણે તમારામાંથી ગુનો કર્યો હોય. - સૂરઃ અન્ફાલ, આ. ૨૫).

રહ્યા અમલના નિફાકના રોગીઓ, તો તેમના વિશે ઉપદેશ અને સુધારણાના એક લાંબા અને સાતત્યભર્યા પ્રોગ્રામ પર અમલ કરવો પડશે. આ મગજ કસવાનું અને હિંમતનું કામ છે અને સમાજની ઉન્નતિ અને વિકાસની પહેલી અને અનિવાર્ય સીડી; કેમ કે જ્યાં સુધી આ સમાજના મોટાભાગના લોકો આ રોગથી મુક્ત નથી થઈ જતા, તેઓ જીવનના આ સંઘર્ષમાં પોતાનું અસ્તિત્વ પુરવાર નથી કરી શકતા. પરંતુ દુર્ભાગ્ય એ છે કે મિલ્લતના આગેવાનોની નજર દરેક જરૂરત પર પડે છે, જો નથી પડતી તો આ જ પ્રાથમિક જરૂરત પર. જાણે તેમના મતે મુસલમાનોના ચરિત્ર અને વ્યક્તિત્વમાં નિફાક (દંભ)નું આ તીવ્ર ચલણ કોઈ ચિંતા અને ધ્યાન આપવા લાયક છે જ નહીં, અને આ કોઈ બીમારી જ નથી જેના ઇલાજની આવશ્યકતા હોય. હદ તો એ છે કે હવે તો 'કોમના નેતા', 'કાઇદે મિલ્લત' અને 'પેશવાએ મિલ્લત' બનવામાં પણ આ કોઈ અવરોધરૂપ વાત રહી નથી. અર્થાત્ મિલ્લતના દુઃખદર્દનો ઇલાજ કરનારાઓ પણ એ જ લોકો બનવા લાગ્યા છે, જેઓ સ્વયં ઇલાજના એટલા જ મોહતાજ છે જેટલાં કે બીજા; જેમના મનો-મસ્તિષ્કની સપાટી સ્વયં અમલી મુનાફિકતના ડાઘાઓથી કાટયુક્ત બની ગઈ છે અને જેઓ પોતે નિઃખાલસતા અને નિષ્ઠાના આસ્વાદથી વંચિત છે, જો કે આ તે લોકો છે જેઓ મિલ્લતની સૌથી અંતિમ હરોળમાં જગ્યાને લાયક હતા.

اَللّٰهُمَّ اهْدِنَا الصِّرَاطَ الْمُسْتَقِيْمَ ۝ صِرَاطَ الَّذِيْنَ اَنْعَمْتَ عَلَيْهِمْ ۝ غَيْرِ
الْمَغْضُوْبِ عَلَيْهِمْ وَلَا الضَّآلِّيْنَ ۝

(હે અલ્લાહ ! અમને સીધો માર્ગ બતાવ, એ લોકો માર્ગ જેમના ઉપર તેં કૃપા કરી, જે તારા પ્રકોપના ભોગ ન બન્યા, જેઓ ગુમરાહ નથી. - આમીન).